# સુરેખા હરણ

અથવા

# ક્ષત્રિ વિજય

નાટક ત્રિઅંકી.

---

આવૃતિ ૧ લી

---

કર્ત્તા


## પ્રાણશંકર ભગવાનજી ત્રિવેદી

મ્યુ. એં. વ. સ્કુલના શિક્ષક--મુંબઈ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

## ચુનીલાલ ભગવાનજી ત્રિવેદી.

---

પ્રત ૧૦૦૦

---





મુંબઈ.

ધી રાવલ પ્રીન્ટીંગ પ્રેસ

૧૯૦૩

કિંમત દશ આના

# સુરેખા હરણ

અથવા

# ક્ષત્રિ વિજય

નાટક ત્રિઅંકી.

---

આવૃતિ ૧ લી

---

કર્ત્તા


પ્રાણશંકર ભગવાનજી ત્રિવેદી
મ્યુ. એં. વ. સ્કુલના શિક્ષક—મુંબઇ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ચુનીલાલ ભગવાનજી ત્રિવેદી

---

પ્રત ૧૦૦૦

---





મુંબઇ.
ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસ

---

૧૯૦૩

---

કિંમત દશ આના

# અર્પણ પત્રિકા

## સ્વર્ગવાસી પરમ પુજ્ય પિતાશ્રી
## શ્રી ભગવાનજી રામેશ્વર ત્રિવેદી—ખંભાત

એમણે જ્યારે આ ક્ષણ ભંગુર દુનિયાનો ત્યાગ કર્યો, ત્યારે જો કે મારી ઉમર ચોવીશ વર્ષની હતી. અને મુંબઇમાં સ્કુલની નોકરી કરતો હતો, છતાં તે પિતાનું મારા પર પૂર્ણ હેત હોવાથી મને ત્યાં બોલાવ્યો હતો. અને મર્ણ સમયે મને તેમણે મમતાથી કેટલો એક સદુપદેશ આપ્યો હતો, તે સમયે આ ગ્રંથ રચવાની ઉત્કંઠા મેં તેમને જણાવી હતી, જેમાં તેમણે સારો તેમનો મત આપ્યો હતો. બાદ તેમના સ્વર્ગવાસ પછી તેમના આશિર્વાદથી ગ્રંથ રચવો શરૂ કરી લગભગ દશ મહિને એ તૈયાર કરી તેમની યાદગીરીમાં તથા એઓ પ્રત્યેના મારા પુજ્ય ભાવની નિશાની તરીકે ઘણા હર્ષથી અને નમ્રતા પુર્વક આ એક પુરાણોક્ત કલ્પીત રચનાથી ભર-પૂર પણ સદગુણ અને નીતિથી ચિ-તરાયેલો નાટક રૂપ ગ્રંથ એઓને અર્પણ કરૂં છું.

ખંભાત–શેખવાડો.
શ્રાવણ શુકલ પોર્ણીમાં
સં:–૧૯૫૮.

લી. હું છું, એમનો આગ્નાંકિત પુત્ર.
પ્રાણશંકર

# સુરેખા હરણ અથવા ક્ષત્રી વિજય નાટકના
## મુખ્ય પાત્રો.

બળીભદ્રજી—દ્વારીકાંના રાજા
કૃષ્ણ—તેમના ભાઇ
દુર્યોધન—હસ્તીના પૂરનો રાજા
શકુની—તેનો મામો. બદસલાહકાર
કર્ણ--તેનો ખાનગી મિત્ર
લક્ષ્મણ—દુર્યોધનનો પૂત્ર
દુશ્યાસન—દુર્યોધનનો ભાઇ
અભેમન્યુ—અર્જુનનો પૂત્ર
ઘટોત્કચ—ભિમશેનનો પૂત્ર
વિદુર—પાંન્ડુ રાજાના હોરમાન ભાઈ
દુર્લભશેન—દુર્લભગડના મહારાજા
માધવરામ—તેનો દિવાન
વિશ્નુ પ્રસાદ—એક ભિક્ષુક બ્રાહ્મણ
હરીહર—મહાદેવનો--પુજારી તપોદન
શેખમલ—એક શિકારી
કપુરચંદ--કુચ્છીંદી કાપડીઓ
નટવરલાલ—એક ખટપટીઓ

## સ્ત્રી વર્ગ.

રેવતિ—બળી ભદ્રની સ્ત્રી
રૂક્ષ્મણી—કૃષ્ણની સ્ત્રી
સુરેખા--બળીભદ્રની પાળકપુત્રી
ભાંનુમતિ--દુર્યોધનની સ્ત્રી.
સુભદ્રા—અર્જુનની સ્ત્રી. અને અભેમન્યુની માતા
હેડંબા—ભિમશેનની સ્ત્રી અને ઘટોત્કચની માતા
વિજયાગૌરી—માધવરામની સ્ત્રી
કમળા--સુરેખાની સખી
ફુલી--એક રખડતી સ્ત્રી.

તે શિવાય—નટી. સુત્રધાર, વિદુષક, છડીદાર, ગોર, લડવૈયા રાક્ષસો દાસીયો સખીયો, જાનૈયા, નારદ, ફોજદાર, સિપાઇ ફુલોનાં, સગાં, નગરવાસીયો વારાંગનાઓ વિગેરે વિગેરે—

# નાટકનો ટુંક સાર

## અંક ૧ લો.

પ્ર૦ ૧ લો—સોનાની દ્વારીકા--બળી ભદ્રનો કચેરીમાં સુરેખાનો વિવાહ બદલવાનો વિચાર અને તે સબંધમાં કૃષ્ણની યોગ્ય સલાહ.

પ્ર૦ ૨ જો—સમુદ્ર કીનારો ચંદ્રગ્રહણ હોવાથી સુરેખાનું પોતાની માતુશ્રી તથા સખીયો સાથે સ્નાનાર્થે જવું, અને ત્યાં સોગટાં બાજીની રમત, ગ્રહણ કાળ મેલાણુ થયા બાદ સર્વ જનોનું સમુદ્રમાં સ્નાન કરવા જવું. ત્યાં એક બ્રાહ્મણ મગરથી પકડાય છે, અને સુરેખા તેને બચાવે છે, જેથી બ્રાહ્મણોનો સુરેખાને આશિર્વાદ, બીજા બ્રાહ્મણોનું ખુશીથી જુદા પડવું, અને સુરેખાનો માતા પ્રત્યે શિવ પૂજનાર્થે જવા જણાવેલો વિચાર.

પ્ર૦ ૩ જો—શિવાલય—સખીયો સાથે સુરેખાનું દેવળ પ.સેની વાડીમાં આવવું. રેવતિ રૂક્ષ્માણીનું દેવળમાં જવું બ્રાહ્મણોનું શિવ પૂજન બાદ અંજાણ પણામાં રેવતિ રૂક્ષ્મણીનું ઘેર જવું. સુરેખાનો દાસી તથા સખી કમળા સાથે વિવાદ. વાડીમાં ગરબો એટલામાં વરસાદ પડે છે. જેથી સુરેખા સખીયો સાથે શિવાલયમાં આવે છે. ત્યાં નિચ તપોદનની કમળા પ્રત્યે નિચતા, વિજળી પડવાથી દેવળનું તૂટી પડવું, સખીયો અને સુરેખાનું ખસીજવું અને તપોદનનું કચ્ચર થવું બાદ સુરેખાનું માણુસ સાથે ઘેર જવું.

પ્ર૦ ૪ થો—બળીભદ્રનું રાજ્ય મંદીર-વિવાહ સબંધમાં બળી ભદ્રનુ સુરેખાને પૂછવું, સુરેખાનો અભિમન્યુ સાથે પરણવા જણાવેલો વિચાર, તે ઉપરાંત એક મતથી બળીભદ્ર કરેલ વેવીશાળ તોડી દુર્યોધનના પૂત્ર લક્ષ્મણ સાથે બાંધવા કંકોતરી લખી હસ્તીના પૂર મોકલાવે છે.

પ્ર૦ ૫ મો—હસ્તીનાપૂર દુર્યોધનની કચેરી—દ્વારિકાથી સ્વારનું કંકોતરી લેઈ આવવું, અને તે વાંચતાં ચંડાળ ચોકડીની ખુશાલી, બાદ તે સબંધમાં ઉંધા વિચાર--

પ્ર૦ ૬ ઠો--વિદુર ભૂવન--વિદુરનું સભામાંથી આવવું, વિવાહ ફોકની ખબર થતાં કુટુંબમાં દિલગીરી, કુંતાની પૂછપરછ બાદ અભિમન્યુનું નિશાળેથી આવવું, અને દિલગીરી દેખી બંને માતાને પૂછવું જેથી સુભદ્રાના ક્રોધી આવેશમાં કુંવરને કહેલાં વચન,

અભેમન્યુના યોગ્ય જવાબપરથી નારાજ થઈ માતાએ મારેલી છાતીમાં લાત, અને તેથી પણ ભેઇ વિદુરની યોગ્ય સલાહથી માતા પૂત્રનું દ્વારીકાં તરફ ગમન—

પ્ર૦ ૭ મો—જંગલ—અભેમન્યુના રથનું ભૂલું પડવું. રસ્તો શોધવા રન્નનું નાશ કરવું, હેડંબાને ખબર થતાં દૈત્યોનું આવવું, તે જોઇને સુભદ્રાનું મૂર્છીત થવું. અભેમન્યુની લાગણી અને હિમ્મત, બાદ દૈત્યોનો નાશ કરતાં એકને જીવતદાન——

પ્ર૦ ૮ મો—હેડંબાનું રાજ્ય ભૂવન—દૈત્યો મરણની ખબર થતાં ઘટોત્કચને બોલાવે છે. ઘટોત્કચની દૈત્યો પ્રત્યે શિખામણ, અને યોધ્ધાઓની બડાઇ—

પ્ર૦ ૯ મો—જંગલ—ઘટોત્કચ તથા અભેમન્યુનો વાદ વિવાદ અરસ પરસ બોલવા પરથી લડાઇ થતાં યોધ્ધાઓ સાથે બંને જણાનું મૂર્છીત થવું——

પ્ર૦ ૧૦ મો હેડંબાનો હિંચોળો—પૂત્ર મરણની ખબર. હિંચોળા પરથી એકાએક પડવું, બાદ પૂત્રના શતરૂની શોધ માટે જવું.

પ્ર૦ ૧૧ મો——જંગલ—પૂત્રનું મુસ્તક ખોળામાં લેઇ હેડંબાની ઇશ્વર પ્રાર્થના, પછીથી વિલાપ સુભદ્રાનું મૂર્છામાંથી ઉઠવું, અને પૂત્રને મૂર્છીત જોઈ. ઇશ્વર સ્તુતિ, પોતાના ક્રોધનો પસ્તાવો, અને વિલાપ, તે ઉપરથી એક બીજાનું ઓળખવું. બાદ અમર ભરવાથી પ્રથમ ઘટોત્કચનું ઉઠવું અને અભેમન્યુનું ઓળખાણ પડતાં ભ્રાતૃ વધને માટે તેનો પસ્તાવો. બાદ અમર ભરવા જતાં તેની પ્રભૂ પ્રાર્થના અમર ભરી અભેમન્યુને ઉઠાડે છે. અને અરસ પરસ ઓળખ થતાં કાકિને પૂછતાં સર્વ વાતે ઘટોત્કચનું વાકેફ થવું, સુભદ્રાનું દવારિકાં જવા મનબંધ થવું. તે સબંધમાં બે બાઇઓએ જણાવેલો વિચાર—

પ્ર૦ ૧૨ મો——હેડંબાનું રાજ્ય મંદિર—ચારે જણાનું આવવું, બંને જણાંની આગતા સ્વાગતા. અને આપેલી ધીરજ, બાદ સુભદ્રાના ઘટોત્કચ પ્રત્યે વખાણ. હેડંબાનો પૂત્ર પ્રત્યે આપેલો સખત બોધ, અને પાછળથી ઘટોત્કચની માતા પાસે દવારીકાં જવા માગેલી આજ્ઞા——

## અંક બીજો.

૧ લો—જંગલ ભિક્ષુક બ્રાહ્મણ અને શિકારીનો મેળાપ, કમાવાની યુકિત, વૈરીના વૈર માટે બ્રાહ્મણની બળત્રા, બાદ બને જણાની પાણી પીવા અને આરામ લેવા મસલત——

પ્ર૦ ૨ જો—શરોવર-બ્રાહ્મણુ શિકારીનો અત્રે ઘોભના વિચાર, વૃક્ષ નિચે બ્રાહ્મણનું બેસવું, અને શિકારીનું શરોવરમાં પાણી લેવા જતાં ત્યાં કિનારા પર કોઈ સૂતેલાં સ્ત્રી પૂરૂષનું જોડું નજરે પડતાં તે શેખમલ (શિકારી) નો વિચાર, વાંર થવાથી બ્રાહ્મણનું આવવું, ધન મેળવવા અરસ પરસ જણાવેલા વિચાર, બાદ ધા કરવા જતાં બ્રાહ્મણની બૂમથી કપૂરચંદ શેઠનું જાગવુ, શેખમલે દુર્લભધડના ફોજદારની શેઠને આપેલી ખોટી ધમકી, કપૂરચંદનો કુમાર્ગે દોરાયાથી દેખાડેલો પસ્તાવો, અને જીવ તદાન માટે માગણું શેખમલનો અસ્વીકાર અને ધા કરવા જતાં કપૂરચંદના કોળા હળથી ફૂરંદી કુલીનું જાગવું, અને શિકારીને પછેવેથી બાથ ભરવી, શેઠનો તલવાર ખુંચાવી લેવા પ્રયત્ન અને બ્રાહ્મણે કુલીને પાછલથી પકડી જવા સાધેલી તક, કુલીનો શેઠને મૂકી બ્રાહ્મણુ સાથે મેળાપ કુલી પાસેથી બ્રાહમણ ધન પડાવે છે. શેઠનો પસ્તાવો બ્રાહ્મણ અને કુલીને જતાં જોઇ શેઠને મૂકી શેખમલનું બ્રાહમણ કેડે જવું, અને તેનાપર ધા કરતાં ફોજદારનું આવવું અને ચારે જણાનું પકડાવું બાદ શેખમલનો પસ્તાવો.

પ્ર૦ ૩ જો—દુર્લભધડનું દિવાન ખાનું-દિવાન માધવરામના વિચાર વિજયા ગૌરીની જમાઇને નોકરી આપવા માગણી, તે સંબંધમાં માધવરામે જણાવેલી અડચણ, વિજયા ગૌરીની હઠ, અને માર્મીક બોલ, પાછળથી માધવરામે વધુની માગણીનો કરેલો સ્વીકાર—

પ્ર૦ ૪ થો—દુર્લભધડ-દુર્લભસેનની રાજ કચેરી, મહારાજાનું પ્રધાન પ્રત્યે રૈયતની આબાદાની માટે પૂછવું, અને પૂછેલા પ્રશ્નના જવાબમાં વિદુષક (ગાંડીયા)નું ઉલટાને બદલે સુલટું કહેવું, અભણ મહારાજાની અવળી સમજથી ખુશાલી, અને વિદુર્ષકનુ (ગાંડીયા) પ્રેક્ષક પ્રત્યે દિવાનનું ભોપાળું, બાદ દિવાનના કહેવાથી રાજ્યની આબાદાની સાંભળી, નાયકાઓનો કરાવેલો નાચ, બાદ મહારાજાનું ગમન, ગુન્હેગારોનું આવવું, માધવરામનું ફોજદારને પૂછવું, તેનો જવાપ બાદ કુલીની તેમ માધવરામની નજર એક થતાં માધવરામે કરેલો ચારે જણને કાચી જેલનો હુકમ—

પ્ર૦ ૫ મો—જેલખાનું-ચારે ગુન્હેગારોની અંદર અંદર ગમત અને ગોઠવણ, કુલી કોઇની જોડે નમળતાં ચોકીદારને સમજાવી રાત્રીએ માધવરામને મળી આવે છે, બાદ ફોજદાર તથા

દિવાન મળીને એકાએક ત્યાં જઇ બ્રાહ્મણને સપડાવી ગુન્હે ગારોને મુકત કરે છે, અને બ્રાહ્મણ પાસેથી દાગીના લેઇ લે છે, બાદ થયેલા અન્યાયથી પ્રજા તેમ ફુલીના સગાંની મહારાજા પાસે ફરીયાદ.

પ્ર૦ ૬ ઠો—બગીચો તથા અંદર મહારાજાનો રંગ મહેલ—પ્રજાને દિવાનને માટે જણાવેલો અસંતોષ તથા અન્યાય, દુર્લભસેનનું ફુલીનાં સગાં તેમ પ્રજા જનને પુછવું, અને ગુપ્ત ભેદ જણાયાથી દુર્લભસેને હસ્તીનાપુરના મહારાજાને અરજ કરવા આપેલી યોગ્ય સલાહ.

પ્ર૦ ૭ મો—દુર્યોધનનું રાજ્ય મંદિર-જાનનું નિકળવું, સામા અપશુકન થવાથી કર્ણ શકુનીની અપાતી અવળી સલાહ.

પ્ર૦ ૮ મો—અરવલ્લી ડુંગર-વિલંબ થવાથી વિદુષક તેમ કારભારીઓનો વિવાદ, પાછળથી કર્ણ શકુનીના જણાવેલા વિચાર.

પ્ર૦ ૯ મો—બળી ભદ્રની ખાનગી કચેરી—બળીભદ્ર તથા કૃષ્ણનો જાન નહી આવવાથી થએલો વિચાર, છડીદારનું આવવું અને જાનની વધામણી આપવી—

પ્ર૦ ૧૦ મો—બળીભદ્રનું રંગ ભુવન-જાનનું આવવું, બંને પક્ષની સ્ત્રીયોના ગવાતાં ગિતમાં પોતાના તરફથી બે અદબી ગાણાને માટે દુર્યોધનને કર્ણના તરફનો મળેલો યોગ્ય ઠપકો અને બોધ.

પ્ર૦ ૧૧ મો—જંગલ હેડંબાનો મ્હેલ—બંને ભાઇનો દ્વારીકાં જવા વિચાર, માતાઓનો ક્ષત્રીય વટ સાચવવા આપેલો યથાર્થ બોધ, પાછળથી સુભદ્રા તથા બંને ભાઇનું દ્વારીકાં તરફ જવું.

પ્ર૦ ૧૨ મો—દ્વારીકાંની ભાગોળે બગીચો અંદર ભોંયરૂ, ત્યાં ઘટોત્કચ વિગેરેનો મુકામ, પાછળથી કૃષ્ણનો મેળાપ, અને તેમને કૃષ્ણ તરફથી મળેલી યોગ્ય સલાહ.

પ્ર૦ ૧૩ મો—બ. નો ખા. મ્હેલ-ઘટોત્કચનું માયાવી રૂપથી આવી સુરેખાનું અવલોકન અને વિચાર, પાછળથી બળીભદ્રએ કૃષ્ણ આગળ વેવાઇની દેખાડેલી સરસાઇ કૃષ્ણના યોગ્ય વચનથી બળી ભદ્રએ આવેલા સોદાગર પાસેથી વેવાઇઓને પશુઓ ખરીદાવા લીધેલું પણ—

પ્ર૦ ૧૪ મો—જાનીવાસો-દુર્યોધનની બેઠક, બળીભદ્રનું આવવું અને દુર્યોધનને જણાવેલો કૃષ્ણનો અભિપ્રાય, પશુઓ ખરીદવા દુર્યોધનની કબુલાત બળીભદ્રનું ઘેર જવું. બાદ ચાર જણાનું સોદાગર પાસે જવું.

પ્ર૦ ૧૫ મો—ડેરા તંબુ-ચારે જણાને સોદાગરના માણસે એકરેલું રોકાણ, પાછળથી રજા મંગાવી સોદાગર પાસે જવું. અને પાંડવમાની સોદાગરે આપેલો આવકાર, પાછળથી ચંડાળ ચોકડીનું પોગળ પ્રકાશ અને થયેલો તિરસ્કાર, બાદ પશુઓની ખરીદી માટે ચારે જણને થએલી કેદ, પાછળથી પશુઓની ખરીદી.

પ્ર૦ ૧૬ મો—જાનીવાસો-માયાવી પશુઓનું એકાએક મૃત્યુ. દુર્યોધનનો પરિતાપ અને શકુનીનો બોધ, બળી ભદ્રનું આવવું, અને દુર્યોધનને પૂછવું, તેટલામાં કૃષ્ણનું આવવું, બંને બાજુનું સામસામી બોલવું અને કૃષ્ણનું પાછું જવું. રસ્તામાં પોતાની સ્ત્રીઓની મુલાકાત થતાં કૌરવ સ્ત્રીઓને ફરવા લેઇ જવા આપેલી કૃષ્ણની સલાહ, સ્ત્રીયોની કબૂલાત કૃષ્ણનું ઘેર જવું. અને વેવણોનો મેળાપ કરી બંને પક્ષની સ્ત્રીઓનો આગણામાં ગરબો, પછીથી ફરવા જવું.

પ્ર૦ ૧૭ મો—બજાર વ્હેપારી હાટ-નવા વસ્ત્ર શણગાર દેખી કૌરવ સ્ત્રીઓને લાગેલી મોહિની, પાછળથી પૂછપરછ કરી જુના આપી નવા લૈજવા.

પ્ર૦ ૧૮ મો—જાનીવાસો સ્ત્રી બેઠક-બારણાંબંધ, પહેરેલાં વસ્ત્ર દાગીનાનું લોપ થઇ માયાથી ઝેરી જાનવરોનું પેદા થવું, અને સ્ત્રીયો માં થયેલો ગભરાટ જાણી દુર્યોધન આવી કમાડ ઠોકે છે, અને અંદરના અવાજ સાંભળ્યાથી બહારથી ધોળાં વસ્ત્ર નાંખે છે, તે પહેરી સ્ત્રીઓનું બહાર આવવું, અને વિતેલી સર્વ હકીકત ઝાહેરમાં મૂકાવાથી દુર્યોધનનું ખુશ થવું, જેથી દુર્યોધન અને ભાનુમતિની બોલચાલ, પાછળથી દુર્યોધનની સ્ત્રી પ્રત્યે મારીની માગણી પરથી વિદુષકનો અત્યંત બોધ.

## અંક ૩ જો

પ્ર૦ ૧ લો—વિશ્રામકુંજ, બગીચો સખીયો સાથે સરેખાનુ પુષ્પ વિણવ માટે આવવું, ત્યાં કમળા ત્થા સુરેખાનો વિવાદ-સુરેખાની લક્ષ્મણ સાથે નહી પરણવા દેખાડેલી દિલગીરી, અને તે સંબંધમાં તેનો મૂખ્ય હેતુ, કમળાની આપેલી ધીરજ, અને પાછળથી હાસ્ય વિનોદ કરતાં સુરેખાનો દાસીને તિરષ્કાર, દાસીની મારીની માગણી—

પ્ર૦ ૨ જો—શાક બજાર-ઘટોત્કચનું માયાથી લીલા રૂપે બેસવું, અને જાનને માટે કૃષ્ણ તેની પાસેથી શાક લઇ જાય છે.

પ્ર૦ ૩ જો બ-મ-નું રાજમંદીર કૃષ્ણનું રસોઇ માટે માથે લેવું. અને જાનને જમવા માટે આમંત્રણ, જમતાં જાનૈયાએ કરેલા શાકના વખાણ, વેવઇઓની એક બીજા સાથે મશ્કરી વિદુષકના માર્મીક બોલ, અને છેવટ ઉલટાનું સુલટું સમજાવવું—

પ્ર૦ ૪ થો—જાનીવાસો કમાડ બંધ-શાક વિશેષ ખાવાથી રાત્રીએ થએલી જાનૈયાને ઝાડાની પીડા, અને તેના ઘોંઘાટથી બળીભદ્રનું આવવું અને કમાડ ઠોકવાં, કોણ વેશમાં પૂછવું. લોકોનું ભેગા થવું, કૃષ્ણની ગંમત, અને લોકને બોલાવી વેવઇના દેખાડેલા ફજેતા, બળીભદ્રનું ચિડાવું અને અરસપરસ બંને બાજુની બોલચાલ, વિદુષકની મશ્કરી, ગભરાટથી કાયર થઇ બળીભદ્રએ દુર્યોધનને વસંત ચડાવી જવા કરેલો હુકમ, દુર્યોધને શાક જમ્યાની જણાવેલી હકીકત.

પ્ર૦ ૫ મો—દ્વારિકાની ભાગોળે ભોંયરૂં અને બગીચો, કૃષ્ણનો ઘટોત્કચને મેળાપ, વસંત ચડાવા જઈ હરણ કરવા માટે કૃષ્ણની સલાહ-કૃષ્ણનું જવું. ઘટોત્કચે કાકીને વાકેફ કરતાં ભ્રાતૃ ભક્તિ માટે સુભદ્રાએકરેલો બોધ-બાદ ભાનુમતિના રૂપથી ઘટોત્કચનું વસંત માટે પૂછવા જવું.

પ્ર૦ ૬ ઠો—બળીભદ્રનો મ્હેલ-ભાનુ મતિ રૂપે રેવતિનો મેળાપ અને પૂછપરછ બાદ મ્હેલ જોવાનું માગણું, સુરેખાને સાથે લેઇ મ્હેલપરથી જોવા જતાં ધાબાપરથી સુરેખાનું હરણ કરી મૂકામે મૂકી પોતે સુરેખાનુ રૂપ લેઇ નિચે ઉતરે છે. માતાનું સાસુ માટે સુરેખાને પૂછવું, સુરેખાનું ફેલ કરી માંદાં પડવું-રેવતિનો પસ્તાવો બાદ બળીભદ્રને બોલાવે છે, તે બંને જણનો લગ્નના સંબંધમાં પરિતાપ અને વિલાપ, તેટલામાં કૃષ્ણનુ આવવું, અને સુરેખાને સારૂ થવું. અને ખાવાનું માગત-કુંચીની સોંપરત, સર્વ પાક માયારૂપે ખઈ જવું, અને બળીભદ્રને ખબર થતાં વ્હેમ પડતાં થયેલો પસ્તાવો, દિકરીન માબાપને થતાં દુઃખનો બળીભદ્રે કરેલો બોધ-વરઘોડો ચડી દુર્યોધનનું આવવું, લગન થતાં કન્યાએ વરને દીધેલું દુઃખ, બાદ મંગળ ફેરા ફરતાં દરેક મંગળે કન્યાનું વધવું, બળીભદ્રને વ્હેમ પડતાં સસ્ત્ર ઉપાડવું, ઘટોત્કચનું મૂળ સ્વરૂપે થઇ લક્ષ્મણને અંતરીક્ષ ઉપાડી જવું, પૂત્રને માટે દુર્યોધનની માગણી, તે સંબંધમાં ઘટોત્કચેદુર્યોધનને કહેલાં યોગ્ય વચન, બાદ ઉપરથી લક્ષ્મણને ફેંકવો, તેની સારવાર થતાં દુર્લભ-

ધડની પ્રજાની ફરીઆદ, માધવરામનું ખાનગી માણસ આવી દુર્યોધનને મળવું, છતાં ઉઘાડા થતા અન્યાય જાહેરમાં આવતાં કર્ણની સલાહથી માધવરામને મૂકત કરવા મોકલેલો હૂકમ.

પ્ર૦ ૭ મો—દુર્લભધડની કચેરી—દુર્લભસેન મહારાજાનું કુથીના કેસ માટે માધવરામને પૂછવું. ખાનગી માંડવાળનો જવાપ, તેટલામાં સ્વાર સાથે આવેલો હૂકમ તપાસતાં પ્રધાનપદ છોડી જવા માધવરામને હૂકમ, માધવરામે તે પદ છોડી જતાં પાછળથી પોતાના કૃત્યનો કરેલો પસ્તાવો, અને વ્યભિચારથી થતી દશા, વિગેરે નિતિ દાયક આપેલો આધુનીક પ્રજાને બોધ.

પ્ર૦ ૮ મો—બળીભદ્રનો રંગમંડપ—સુરેખાનું હરણ પાંન્ડુ પૂત્રો કરી ગયા જાણી થએલો પરિતાપ, દુર્યોધનને કહેલાં સખત વચન, લડાઇ કરવા દુર્યોધને માગેલી ભીષ્મ પિતાની સલાહ, ભીષ્મનો યોગ્ય જવાપ, પાછળથી કર્ણ શકુનીની સલાહથી લશ્કર તૈયાર કરી લડાઇ કરવા વિચાર—

પ્ર૦ ૯ મો—ભાગોળે બગીચો અને ભોંયરૂં—ધટોત્કચનું ભાભી સુરેખાને વિવાહ માટે પૂછવું, સુરેખાએ જણાવેલી ખુશાલી અને ધન્યવાદ, નારદનું આવવું, અને ગંધર્વ લગ્ન કરવાં, બાદ ધટોત્કચ અને અભેમન્યુની લડાઇ માટે તૈયારી કરી બંને પક્ષની વહેંચણી કરવી. યોદ્ધાઓને ક્ષત્રીવટ માટે બોધ—

પ્ર૦ ૧૦ મો—જંગલ અને રણભૂમી-કૌરવ લશ્કરની દોડંદોડી જાદવ તથા કૌરવ લશ્કર સામે પાંન્ડુ પૂત્રનું કુત્રીમ લશ્કર સાથે ખડુ થવું—સામ સામી આવતાં કર્ણ તથા ધટોત્કચની તેમ બળીભદ્ર તથા અભેમન્યુની સખત બોલચાલ, પાછળથી ઉભય પક્ષને થએલી સખત લડાઇ, તેમાં કૌરવની હાર થતાં ધટોત્કચે દુર્યોધનને કહેલાં કટાક્ષ વચન, અને આપેલું જીવતદાન. તેમ ચોટલે પકડી અભેમન્યુ લક્ષ્મણને મારવા જતાં કહેલાં વચન અને દયાથી આપેલું જીવતદાન—કૌરવ લોકનું હસ્તીનાપૂર નાશી જવું અને હાર થવાથી કૃષ્ણ બળીભદ્રનો લગ્ન માટે વિચાર.

પ્ર૦ ૧૧ મો—રંગમંડપ અને બ—ભ. નોમ્હેલ—આદરમાનથી ચારે જણાંને ભાગોળેથી તેડાવવું, પાછળથી યોગ્ય રીતે બળીભદ્રએ દિધેલું કન્યાદાન એક બીજાના મારીની માગણી.

---

**સંપુર્ણ**

## સ્થળ—નાટકાલય.

સુત્રધાર मुकंकरोति वाचालं पंगुलंगयते गिरिम्

यत्कृपा त्वमहं वंदे श्री परमानंद माधवम्

અહા ! દ્વાપર યુગમાં પણ દૈવી અંશ છતાં સગાં સ્નેહીયોમાં પણ કન્યા માટે કજીયા કરી લડી મરતા, તો આર્ય જનો આજ કળીના વખતમાં થાય તેમાં શી નવાઇ ? માટે તે વિષય પર આ સ્થળે એક નાટક ભજવી બતાવવા ધારૂં છું. (પડદા સામું જોઇને) અરે પ્રાણ પિયા કેટલી બધી વાર !

નટી૦—આવી પ્રાણ નાથ–શું હુકમ ફરમાવો છો ?

સુત્રધાર૦—પાત્રો તૈયાર છે કે કેમ ? કારણ આજે. આપણે સુરેખા હરણ અથવા ક્ષત્રિ વિજય એ નામનો નાટક ભજવી આ સ્થલપર યશ મેળવવો છે.

નટિ૦—અહો સ્વામીનાથ ઘણીજ ખુશીની વાત છે કે આજે આપ આ વિચાર પર આવ્યા, ખરેખર એ ચિતાર હાલના રાજ કર્તાઓને તેમજ પ્રજાને બોધ દાયક થઇ પડશે. જુવો મને પણ યાદ આવ્યું કે અહા ?

### ગાયન ૧ લું.

શોહતા બાળ ક્ષત્રિના—ડગમગ ડગમગ ડિગ ડોલાવે—બાળબાળ
બિર વિનયના ધરે વિભૂષણ—વપુકરનેત્ર વિશાળ—
સરઅગ્રથી ઉરવી નભઉદધિ—ગજવે વિર વિક્રાલ—બાળ
ભ્રષ્ટમતિ ભૂપતિ ભરમાતા—ભાળી ભ્રકુટી બાળ
અંગજ મરડે ધરણી ધરડે—કંપે જોતાં કાળ—બાળ
નેક ટેક વિવેક બજાવે—ગૌ બ્રાહ્મણ પ્રતિ પાળ
રણમાં ક્ષણમાં રૂધિર રેલાવી—કરે રંક રખવાળ–બાળ
તનુજો તેના એ લંપટીયા—સમજણ હિણ શિયાળ
સ્વતંત્રતાને સમુળ ગુમાવી—શિથીલ બન્યા જોઉં હાલ—બાળ

(સુત્રધારના સામુ જોઇ.)

પ્રાણનાથ પાત્રો તો તૈયાર છે, ફકત આપના હુકમનીજ વાર છે. ચાલો તેમને કામ ફરમાવીએ છીએ.

# પ્રવેશ ૧ લો સ્થળ સુવર્ણની દ્વારિકાં.

## (બળીભદ્રની રાજ કચેરી)

છડીદાર—મહારાજા બિરાજ બળીભદ્રજીને ઘણી ખમા.

(મહારાજા આવી તખ્ત પર બિરાજે છે તે સાથ કૃષ્ણ અક્રૂર વિગેરે જાદવ એક પછી એક આવી આસન પર બિરાજે છે અને નાયકાઓનો નૃત્ય થાય છે. તેટલામાં હસ્તીનાપૂરથી માણસ આવી છડીદાર સાથે પત્ર મોકલાવે છે. તે લેઇ મહારાજાને આપે છે. તે વાંચી)

બળીભદ્ર—ભાઇ કૃષ્ણ? આપણી ફોઇના દીકરાઓને દુર્યોધને બાર વર્ષ વનમાં કાઢ્યા, તેમ આ પત્રથી જણાય છે, તો હવે આપણી સુરેખાનું સગપણ અભિમન્યુ સાથે કાયમ રાખવું અનુચિત છે, કારણ રાજ પાટ અને રત છત સરવસ્વ તેઓ હારી ગયા, તો મારી પૂત્રી કીયા સુખને ગ્રહણ કરશે? માટે મારી તો ઉત્કંઠા એમ થાય છે કે છત્ર પતિ દુર્યોધનના પૂત્ર લક્ષ્મણ સાથે સબંધ બાંધુ તો પૂત્રીના સુખની પરી સિમા.

કૃષ્ણ—મોટા ભાઇ સિંહને છોડી શિયાળવાને કયાં સંગરોછો? હિરો છોડી પાષાણ શાને માટે ગ્રહણ કરો છો? વિદ્વાનને મૂકી મૂર્ખાને કયાં પકડો છો? હંસને મૂકી કાગને કયાં પાળોછો? અમૃત મૂકી કોદરા ખાવા કયાં ધ્યાન ખેંચો છો? કસ્તુરી કયારો મૂકી કંથારમાં કયાં હાથ ઘાલો છે? એને કંટક સમજી આપણી ભગિની સુભદ્રાને ખોટુ ન લાગે, તેટલા માટે તેમજ પૂછી જોવું ઉચીત છે અને તે જો હા પાડે તો, તેમ કરવામાં હું રાજી છું, નહિતો સગાંમાં કલેશ ઉભો કરવો અને ભાણેજની સાથેનું કરેલું વેવેશાળ તોડી તેના દુસ્મનને ત્યાં દિકરી દેવી તેમાં મારી ચોખ્ખી ના છે, પછી તો આપ માલીક છો.

બળીભદ્ર—ભાઇ મારી મરજી સંપુર્ણ લક્ષ્મણ સાથે સબંધ બાંધવાની છે. પરંતુ ઘરમાં પુત્રીની માને તેમ સુરેખાને પુછી જોવું ઉચિત છે, પછી કરવું ન કરવું તે મારી મરજી ઉપર આધાર છે, અને હવે તમારે આ બાબતમાં આડે આવવાની જરૂર નથી, માટે જેમ મુને સારૂ સુઝશે તેમ કરીશ, પણ કહો અક્રૂર તમે શું મત આપોછો?

અક્રૂર—હા તેઓને પુછી જોવું બાદ તે કામ કરવું. કારણ ઇચ્છા વરવાથી પતિ પત્નિ સારા સુખને પ્રાપ્તિ કરી શકે છે.

(સભા વિસરજન થાય છે. બાદ ચંદ્રગ્રહણ હોવાથી નગરવાસીયો તેમ સુરેખા તેની સખીયો, રેવતિ રૂક્ષ્માણી વિગેરે સમુદ્ર સ્નાનાર્થે જાય છે.)

## પ્રવેશ ૨ જો.

## સ્થળ સમુદ્ર કિનારો

(ચંદ્રમાનું રાહુથી ગ્રસાવું સુરેખાની સખીયો સાથે સોગટાં બાજીની રમત પાછળ ગ્રહણકાળ મેલાણુ થયા બાદ સર્વેનું સમુદ્રમાં સુરેખા સાથે જવું અને તેટલામાં એક બ્રાહ્મણનું મગરથી પકડાવું જેથી)

બ્રાહ્મણ—અરેરે? કોઇ દોડજોરે મુને મગરે પકડયો?

(સુરેખાને કાને બ્રાહ્મણની બુમ પડતાં મુકાવા જઇ બ્રાહ્મણને હાથથી પકડે છે–અને

સુરેખા—અરે બ્હેન કમળા આપણા રથ પાસે જા? અને માણુસની પાસેથી સસ્ત્ર લાવ તો બ્રાહમણને બચાવું.

(કમળા રથ પાસે જઇ સસ્ત્ર લાવે છે, અને સુરેખાને આપે છે. જેથી બ્રાહ્મણને બચાવેછે અને મૃતક મગરને લાવી કિનારા પર નાખે છે તે દેખી)

બ્રાહ્મણ—ઓ બાપરે! આવડો મોટો મગર મારો તો કોળીયોજ કરી ગયો હતો? પણ આ બળીભદ્રની કોમળ કુંવરીએ મુને બચાવ્યો માટે બ્હેન તને આશિર્વાદ દઉં છું કે પ્રભૂ તારી વાંચ્છના પુરી પાડે અને તારૂં અખુંટ હેવા તણુ રહે અને તારા જેવો બળીષ્ટ સ્વામી તારો પાણી ગ્રહણ કરો.

સુરેખા—મહારાજ આપનો આશિર્વાદ મુને ફળે એજ મારી વાંચ્છના છે, જે પ્રભુ પાર પાડે.

ગાયન ૨

બીજા બ્રાહ્મણો૦—વારેવા, વારેવા, કેવી ક્ષત્રિ કુંવરી.
હમોથી મદદ થઇના જરી.
૧ (બીજાના સામી આંગળી કરી) આને બ્હિક હતી ભારી.
૨ (છાતીએ આંગળી મુકી)—મુને રાખ્યો તેં વારી,
૩ ————,,————મેલ તારી ફીસીઆરી,
૫. બ્રાહ્મણ————,,———— ખોટી કરોછો લવારી,
બીજા સાથે—હારે હા, હારે હા, અમે કર્યું એવું કામ
જેથી સીધાવશું આમ છે સલામ
૫. બ્રાહ્મણ—રામ—રામ—ભજશે રામ.

(બધા જાય છે.)

રેવતિ—બ્હેન હવે વખત ઘણો થયો છે? અને હજુ શિવ પુજનાર્થે જવું છે, ત્યાં રોકાવું પડશે, માટે અત્રેથી ત્વરા કરવી જોઇએ!

સુરેખા—માતા, હું પણ તેજ વિચારમાં છું. પણ! જુવોને પેલું કોણ આવે છે?

કમળા—બ્હેન! એ તો દાસી આવે છે. પણ તે કાંઇ ઉદાસ હોય એમ લાગે છે!

સુરેખા—હેં, હેં, કેમ વારૂં બ્હેન શું છે?

કમળા—કાંઈ નહીં બ્હેન, એ તો મને લાગે છે એમ, કાંઇ ચિંતા કરવી નહીં.

શંકર સર્વનું સારૂં કરે છે! માટે ચાલો ત્યાં પુછી જોઇશું!

**પ્રવેશ ૩ જો સ્થલ શિવાલય અને વાડી.**

(બ્રહ્મણો આરતી ઉતારે છે. ત્યાં રેવતિ રૂક્ષ્મણી વિગેરે આવે છે. અને સુરેખા સખીયો સાથે મહાદેવની પાસે વાડીમાં ફરે છે.)

**ગાયન ૩ આરતી.**

બ્રાહ્મણો—

જય દેવ મહાદેવ જય વિભૂત્તરા જય વિભૂત્તરા
સૃષ્ટિ સંહારક સ્વામી—(૨) જય ગંગાધરા—જયદેવ
કૈલાસાધિ પતિ મહાદેવ—માર્યો માયાવી પ્રાણી (૨)
ક્રોધ મોહ મમતાને મદનની—કિધી છે હાણી—જયદેવ
ઉમીઆ વર અખિલેશ—ભક્તિ અવિ ચળની આપો (૨)
અવળી મતિ અમ મનની—તે સઘળી કાપો—જયદેવ
દિગંબર જોગેશ્વર—અંગે વિભૂતીને ચોળી—(૨)
ગણપતિ ગિરજા સાથે—પાસે ભુતોની ટોળી—જયદેવ

(બ્રાહ્મણ સૌને આરતિ આપે છે. બાદ સુરેખા સખીયો સાથે ઘેર ગઇ હશે. એમ રેવતિ રૂક્ષ્માણીના મનમાં આવવાથી જાય છે.

સુરેખા—દાસી, કેમ આટલી બધી વાર લાગી? અને આટલી બધી ઉદાસીત કેમ દેખાય છે?

દાસી—બ્હેન કહ્યા શિવાય ચાલે તેમ નથી, તો કહેવાનું એટલુંજ કે આપનો વિવાહ જે પ્રથમ અભિમન્યુ સાથે કર્યો હતો, તેના પિતા વનવાસ ગયાની ખબર આપના પિતાને થતાં તે વિવાહ વ્યર્થ કરી દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે સબંધ બાંધવા

માટે જે, એવી વાત પર આગમ થતી હતી, તે સંપુર્ણ સાંભળતા રહી હવી. પણ બ્હેન એ વાતમાં કુંણ રાજી હોય તેમ લાગતું નથી.

સુરેખા—હા, હા. તેટલા માટેજ પિતાજી સમુદ્ર સ્નાનાર્થે નહી આવ્યા હોય, બ્હેન હવે જણાયુ, હોં કે કમળા.

કમળા—બ્હેન, જેની સાથે. વિધીએ ટાંક માર્યા છે તે કોઇથી મીથ્યા થતાજ નથી, શાને માટે સોચ કરો છો ? તે કરતાં ઘેર જ પિતાશ્રીને પુછી જોવું, બાદ કહેવું યોગ્ય લાગે તો આપનો વિચાર તેમને જણાવજો, અને બનતા પ્રયાસે તે સમજે તો ઘણું સારૂં, પણ ચાલો બ્હેન. આપણે આ સ્થળે એક ગરબો ગાઇએ !

## ગરબો ૪ થો.

સુરેખા—વેહવન્હી વિરોષ ઉર વ્યાપી રહ્યો,
વ્યાપી રહ્યો કાળજુ કાપી રહ્યો—વેહવન્હી વિરોષ ટેક

સાખી—વ્યાકુળ એ વ્હાલી સખી—કંથ વિના આ કાય
શીર કુંટી સંતાપતાં—શી રીતેજ સમાય
રસિયા વિનાની રહું રોતા હું રાતમાં (૨)
જાયે સખી કેમ મૂખે કહ્યો—વેહવન્હી વિરોષ—૧

સાખી—અધરાંમૃત રસ ચાખવા—ચળી રહ્યું છે ચિત્ત
ભડ ભડકે અગ્નિ વિના—અંગ બળે આ નિત
સખી સુઝે નહીં શૃગાર—અંગે સજવારે
દહે મદન બદન અંગાર—પામું લજવારે—

સાખી—યોવન વન ખીલી કળી—અકળાયે વિખરાય
– પુષ્પેશ વિણુ તે પતિ વિના—ક્રમે ક્રમે કરમાય
લાગે કુમ કુમ કેસરરે—વિના રસિયા રેણું
ખૂટે નહીં રજનીરે—ના, વે નિંદ્રા નેણું.
ભાસે ભુજને ભામતી—સયન ભુવન સમશાન
વાજીંત્રો સસ્ત્રોસમાં—ગમે નહીં ચિત ગાન.
સખી કળશે ક્યારે દુઃખો હું દાસ તણાંરે
પ્યારા ભેટીને પ્રેમી મ્હારા પ્રાણુ
વાધ્યો વિયોગથી પ્રતિનો ખેદ અતિઘણોરે

કમળા—બ્હેની અનંગાગ્નિથી અબળાનું શરીર પ્રજળે છે, અને તે હું સારી રીતે જાણું છું: પણ દિકરી અને ગાય, તેને દોરે

ત્યાં જાય, એ જગ નિયંતા પ્રભૂએ નિયમ આપ્યો છે, તો તે નિયમથી વર્તવું, તેજ આપના જેવી સુલક્ષણી, અને શિયળ ધારીને લાયક છે. તો આવી રીતે ગાંડાં કાઢવાં તે સારૂં નહીં. બ્હેન, હું આપને કહેવાને લાયક તો નથી. પણ આ વખતે ધૈર્ય આપવું એ મારી ફરજ છે.

સુરેખા:—વારૂં બ્હેન, એ તો જાણીએ છીએ ને કે યોગ્ય ઉમરે આવેલી કઇ અબળાને મદન દેવ ન પીડે ? પણ બ્હેન માતુશ્રી અને કાકિ રૂક્ષ્માણી કાંઇ જણાતાં નથી, તે ક્યાં છે ?

કમળા—એ તો દેવળમાં ગયાં હતાં, પણ હાલ ત્યાં કોઇ જણાતું નથી માટે ઘેર ગયાં હશે.

સુરેખા—બ્હેન પ્રાતઃ કાળ થવા આવ્યો છે, માટે કાંઇ ફિકર નથી વળી આ વાડીમાં કાંઇ ભય જેવું નથી. પણ આકાશ આભલાંથી ઘેરાયલું લાગે છે. રખેને કાંઇ વરસાદ પડે, માટે આપણે દેવળમાં ચાલો! સારો સૂર્ય પ્રકાશ થવાથી ઘેર જઇશું. પણ ઘેર માતુશ્રી ગયાં હશે તો ખોળશે!

(એટલામાં એકાએક ગાજવિજથી વરસાદ પડવો સરૂ થાય છે. અને સખીઓ સાથે સુરેખા દેવળમાં આવે છે. ત્યા એક તપોદન સુતેલો જાગે છે. અને નહીં ઓળખતાં આવી કમળાનું કાંડુ પકડે છે. જેથી કમળા તેને પોતાના પૂર્ણ બળાથી આચકો મારી ખસી જાય છે, બાદ બળાત્કારથી સામો ધસતો આવે છે. અને)

ગાયન ૫

હરીહર—આવો આવો—આવો આવો
આવો આવો હઠીલીરે—છોકર વાદ શાને કરો

કમળા—જાવો જાવો—જાવો જાવો
જાવો જાવો છકેલારે—મિથ્યા મોહમાં શું મરો

હરીહર—બેટી બેટી—બેટી બેટી
બેટી બેટી ભામીનીરે—અધર રસ આપો મુને

કમળા—છેટી છેટી—છેટી છેટી
છેટી છેટી ત્હારાથીરે—થઇ કરૂં દંડ તુને—(ખસે છે)

હરીહર—હાસો શાને—હાસો શાને
હાસો શાને નવેલીરે—નથી મન માન્યું અરે

કમળા—જાને જાને—જાને જાને

જાને જાને ભિખારીરે--આવ્યું તુજ મોત ખરે

(એમ કરતાં હરીહર નજીકમાં આવવા જાય છે. તેટલામાં સુરેખા બાજુ પરથી આવી જોરથી તમાચો મારે છે જેથી નિચે ગબડી પડે છે, અને પાછો ઉભો થઇને બાઝવા આવે છે. ત્યારે ખસીને.)

કમળા—બ્હેન સુરેખા! કામી સર્વત્ર ઉજડ દેખે છે. તે ખરી વાત!

હરીહર—અરે એ નહટો, તમે કોણ છો!

કમળા—(પ્રેક્ષક પ્રત્યે) પ્રેમ આંધળો પ્રાણનો ત્યાગ કરાવે તે આમ!

દાસી—બ્હેન આ વખતે તેની આંખો ઓચીંએ જઇ લાગી છે. તેથી આગળની બાજુથી તેને કાંઇ સુઝનાર નથી?

હરીહર—નાદાન અબળાઓ આ મારા જેવાને તમાચો મારી કઇ જગ્યાએ જનાર છો? પણ હજુ કહું છું કે, માત્ર મારી માગણી સ્વિકારી શરણે થા? અને મુને શાંતિ કર? અહા! મૃગ નયનિ તારી બોલવાની છટા, તારી કામણગારી કાળી આંખ, મણિધર નાગની ફેણ સરખો તારો ચોટલો, ગૌર બદન અને હંસના જેવી તારી ચાલવાની ઢબ જોઇ, આ મારા જેવા ચતુર નરનું ચિત્ત ચકડોળે ચડયું છે. હારા!

(એમ સામો આવે છે ત્યારે.)

સુરેખા—(ધકકો મારી) જા ગોઝારા, તારા જેવા પાપીને કોણે આ શિવાલયમાં રાખેલો છે? તારા કુડાં કૃત્યનો બદલો આપવા શંકર કેમ શાંતિથી બેઠા છે? પારકી બાળાને ભેટવા કરતાં પ્રૌઢ ઝાડનાં થડને ભેટ કે જેથી તારૂં શરીર સંતુષ્ટ થશે? પણ આવ આઘો આ વખતે તને દેખાડું! પણ પ્રભુ! તારી સાનિધ્યમાં આવાં કાળાં કરનારને યોગ્ય શિક્ષા કેમ નથી કરતો! કે જેને લીધે મારેજ હાથે બ્રહ્મહત્યા કરવી પડે છે!

હરીહર—લે-દેખાડ જોઇએ! તું શું કરી નાખે છે?

(એમ કરી સોટો લેઇ સામો ધસે છે. તેથી સખીઓ દેવળથી બહાર ખસી જાય છે, તેટલામાં વરસાદની ગર્જના સાથ વિજળી પડે છે. જેથી દેવળ તુટી પડે છે. અને તપોધનને ન્હાસતા જતાં દેવળનો કાંઇક ભાગ શરીર પર પડવાથી સખત વાગે છે. અને બહાર આવી પડે છે તેટલામાં બળી ભદ્રમાં માણસ સુરેખાની શોધ માટે આવે છે)

માણસ--બ્હેન! ઘેર આપતાં માતુશ્રી શોધ કરે છે! પણ વરસાદમાં ઉભા રહેવાનું શું કારણ? અને આ દેવળ એકાએક કેમ

તૂટી પડયું ! વળી કોઇ ઝાડની ઓથમાં જઈ બેઠાં હોત તો પણ ઠીક હતું.

સુરેખા—જેને બાઇ, વરસાદથી ભિંજાવાના ભયથી તો આ દેવળમાં ગયાં હતાં. ત્યાંથી એક દુરા ચારી કૂતરો કરડવા આવ્યો જેથી, ધાસ્તીથી અંદરથી નિકળી કોઇ ઝાડની ઓથ લેવા ધારતાં હતાં. તેટલામાં પ્રભૂ કૃપાથી વિજળી પડી અને દેવળ તૂટી પડયું તે જોવાને અમે ઉભાં હતાં તેટલામાં તું આવ્યો.

માણસ—જોઉં બ્હેન કૂતરો કયાં છે? તે દેખાડોને ?

કમળા—આ પડયો પડયો બૂમ મારે જુવો !

માણસ—હેં હેં ! આતે કૂતરો ! આતો મહાદેવનો પૂજારી !

સુરેખા—એ તો પૂજારી ન હોય પણ દુરાચારી ! અને તેના પાપ વડેજ આ નવું શિવાલય તુટી પડયું છે. અને તેની પણ આ દશા થઇ છે. તો તેને કૂતરો નહીં તો બીજું શું કહેવું !

માણસ—વારૂં, બ્હેન સમજયો. પણ હવે ઘર તરફ ચાલો !

સુરેખા—હાબાઇ ચાલો. (સર્વે જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### (સ્થળ રાજયભુવન.)

બળીભદ્ર—અરે બ્હેન સુરેખા કયાં ગઇ? (આવીને)

સુરેખા—પૂજય પિતાજી શું ફરમાવો છો ?

બળીભદ્ર—બેટા, તારો જે વિવાહ પ્રથમતારી ફોઇના દિકરા અભિમન્યુ સાથે કર્યો હતો, પણ તે પાન્ડવોને તો છત્રપતિ દુર્યોધને રાજપાઠ પડાવી લેઇ બાર વરસ વનમાં કાઢ્યા, તો પછી તેનો પૂત્ર પારકે ઘેર પેટ ભરે તેમાં તને શું સુખ મળે ! માટે તારા સુખને માટેજ તે સગપણ બંધ કરી દુર્યોધનના પૂત્ર સાથે કરવા ધારૂં છું. પણ માત્ર તને અને તારી માતાને પૂછવા ઉપરજ રાખ્યું છે. માટે તારો શું વિચાર છે તે કહીદે !

સુરેખા—વારૂં, પિતાજી, પણ મારી માતાએ શું જવાબ આપ્યો ?

બળીભદ્ર—કાંઇ નહીં, સર્વનો તારા ઉપરજ આધાર છે, પણ કરવું ન કરવું એ મારી મરજી ઉપર આધાર છે. માટે ઝટ બોલીજા! તો ત્વરાથી કંકોતરી લખું, કારણ તારી ઉમ્મર થઈ ગઇ છે, માટે ઢીલ કરવી સારી નથી, માટે ઝટ જવાબ દે !

ગાયન ૬

સુરેખા--

વદું સત્ય વાત વિચારી—કરોનહીં ક્રોધ લગારી
મજબુરો ન સૂજને નઠારી—આપું વિચાર તે બેન્ને રિવકારી અરે
મારો મમ હિત—ફેરવો ન ચિત્ત—કહુંછું ખચિત
નહીં લક્ષ્મણ વરનારી—વદું સત્ય વાત—૧
જેમ મિષ્ટ મેવામાં વિષને ભેળી ભખે
જમનાર જન—દેહ આરતન—પમાડે પતન
જેમાં ક્રુરતા ભારી—વદું સત્ય વાત—૨
પિતા પ્રિય પુત્રીને બેન્ને ઊગારી અરે
અભેમન સાથ—વરવાની વાત—માનો ખરેખાત
નહીં તો હું મરનારી—વદું સત્ય વાત—૩

બળીભદ્ર—(દાંત પિસીને) અરે, મૂરખ છોકરી, તું કેમ બૂલે છે! તને કોણે અવળી મતિ આપી છે! રાંકના છોકરાં કે દહાડે રાજ્ય ભોગવે છે! અને એક હઠીલાઈ કરનાર છોકરી પણ કે દહાડે સુખી થઈ છે! માટે મારા વિચારને વશ થઈ તારા સઘળા ઉંધા વિચાર છોડી દે? પાછળથી પસ્તાવુ પડશે, અને પાન્ડુઓ હાલ પૂર્ણ ગરીબ સ્થીતિમાં આવી ગયા છે, તો તેનો પૂત્ર કયા સુખને પ્રાપ્ત કરનાર છે! માટે માનીજા!

સુરેખા—પિતાજી, ગરીબનાં નશિબ ગરીબ હોતાં નથી, પણ, કદાપી નશિબમાં તેમજ લખેલુ હોય તો ધનવાન હોય તો પણ ગરીબ બની જાય, અને નશિબના યોગથી ગરીબ ધનવાન પણ થઈ જાય, પણ પૂજ્ય પિતાજી, દિકરીને એક ઠેકાણેથી બીજે દેવી, અને સારો નરસો કરવો, તે સારાં માબાપને મહીં ચિત શોભતું નથી. માત્ર તેના નશિબ ઉપરજ આ--ધાર રાખવો, માબાપનું આપેલું સુખ કદિ દિકરી ભોગવી શકેજ નહીં. માટે આ વિચાર મુને યોગ્ય લાગતો નથી, પછી આપ મારા માલીક છો, અને ગમે તે જગ્યાએ આપ મને આપવાને શકિતમાન છો!

બળીભદ્ર—(ચીડાઈને પગ પછાડીને) બસ, બસ, બહુ થયું, જાણ્યું તારું ડહાપણ, તારા જેવી છોકરી તે મુને શિખામણ દેવા લાયક થઈ કે? પણ નહીં, તારા વિચારે હું કદાપી દોરાનાર નથી, અને આ હાલજ હસ્તીના પૂર કંકોતરી લખી મોકલાવું છું, અને જોઉં છું કે તું કેમ નથી માનતી અરે! કોઈ હાજર?

માગસ--હાજર મહારાજ !

બળીભદ્ર- જાવ કૃષ્ણ બાઇને હાલ બોલાવી લાવો ! ( જાય છે અને કૃષ્ણને બોલાવી લાવે છે. )

" કૃષ્ણ બાઇ, આપણી સુરેખાના સગપણની કંકોતરી મારા વિચાર પ્રમાણે હસ્તીના પુર દુર્યોધનને ત્યાં લખી મોકલો ?
( કૃષ્ણ લખાને બીડી સ્વારને આપી હસ્તીના પુર મોકલાવે છે. )

પ્રવેશ ૫ મો સ્થળ દુર્યોધનના રાજકચેરી.

છડીદાર—મહારાજાધિરાજ છત્રપતિને ઘણી ખમા——......
( મહારાજા આવી તખ્ત પર બિરાજે છે. અને ત્યાં નાયકાઓનો નૃત્ય થાય છે )

દુર્યોધન—મામા સહેરમાં કેમ ચાલે છે !

શકુની—બાઇ સર્વે સાજુ તાજું છે. ( એટલામાં )

છડીદાર—મહારાજ કેઇ બહાર ગામથી પત્ર લેઇ આવેલ છે ?

દુરયાસન—ભલે, આવવા દો;

વિદુષક—કાંઇ કંકુના થાય તેમતો લાગે છે, પણ સવારના પહોરમાં ઉઠતાં છીંક થઇ હતી.

કર્ણ—અલ્યા મૂર્ખા તને તો બોલતાંજ ન આવડયું ?

વિદુષક—મને તો એવું આવડે છે. કે તમારાં નશિબજ ફુટી જાય !

( તેટલામાં પ્રવેશ કરી )

સ્વાર—લ્યો, આ પત્ર મહારાજાધિરાજ દ્વારિકાં પતિ બળીભદ્રજીએ મોકલ્યો છે.

દુર્યોધન—મામા, લ્યો, અને સહ વિનય વૃત્તાંત વાંચી સંભળાવો ?

શકુની—બાઇ, એ તો તમારેજ વાંચવો જોઇએ !

( દુર્યોધન કાગળ લેછે, અને વાંચે છે. )

ગાયન ૭.

દુર્યોધન——

સ્વરિતશ્રી હસ્તિના પુરગામ-મધ્યે રાય દુર્યોધન નામ
બળીભદ્રજી એવું લખાવે——અત્રે જાનને લઇને આવે.
અમે તમ સુત શોધી લીધો- વિહવા, આર્જુનનો જંગ કીધો
વૈસાખ શુકલ દશા દશી મિતી-વહેલા આવજો ધરશો ન ભિતી

શકુની—આવ્યું થયું છે આપણું કામ—વાંચો લખનારનું શું નામ

દુર્યોધન--મામા લખે પછીથી અન્યાય—નવ જાણો તમારી કન્યાય
લખીતંગ શ્રી કૃષ્ણજી દેવ.......................................

શકુની...... .............તેને મશ્કરી કરવાની ટેવ.

દુર્યોધન—ભાઈ કર્ણ, આપણા લક્ષમણનો વિવાહ મોટે ઘેર થયો, માટે આવેલા કરારને કંસારે ઘી, જમાડો, અને સહેરમાં સાકરો વહેંચાવો ?

કર્ણ—ઠીક

શકુની—ભાઈ દુર્યોધન, હવે તારા ભાગ્યમાં કાંઈ મણા રહી નહીં, કારણ પાન્ડવોની પક્ષમાં માત્ર તે લોકોજ હતા, તે પણ હવે આપણી સાથે સબંધ બંધાવાથી પૂરા દ્વેશી બન્યા ?

દુર્યોધન—ખરેખર મામા એમજ છે, પણ ચાલો હવે આપણે ખાનગી વિચાર કરવો પડશે ? ( સર્વે જાય છે )

પ્રવેશ ૬ ઠો સ્થળ વિદુર ભુવન

(વિદુરજી સભામાંથી આવે છે. અને ઉદાશીન વદનથી બેસે છે, તે જોઈ)

કુન્તા—દિયેરજી, આજે કેમ ઉદાશ દેખાવ છો? અને આજે ગામની અંદર ઘોંઘાટ શાનો થાય છે ?

વિદુર—કંઈ નહીં ! એતો આપણા અભેમન્યુનો વિવાહ સુભદ્રાના ભાઈએ બાંગી અને દુષ્ટ દુરિયોધનના પુત્ર લક્ષ્મણ સાથે કર્યો, તેની સહેરમાં સાકરો વહેંચાય છે, જેથી હું ઉદાશ છું.

કુંન્તા—અરેરે પૂત્રો વનમાં પધાર્યા, જેથી આપણી કોઈ ઓથ પુરનાર નથી, માણસ વિનાનો માનવી વચ્ચે લીધો જાય, પૈસા વિનાનો પામર પ્રાણી શું કરી શકે ? કદાપી છોકરા અત્રે હોય તો આ વિવાહ ભંગ થાય ! પણ શું કરે, વાગેલામાં વાગે, ધનવાનને બમણું ધન પ્રાપ્ત થાય, અને ગરીબને ઘેર છોકરાંની બમણી ધાંચ હોય ! દયાળુ દામોદર દુ:ખીઆને વિશેષ દમે, એવો ઇશ્વરી નિયમ છે, તો તે પ્રમાણે આ થયું, હવે શું કરવું !

(એટલામાં અભેમન્યુ નિશાળેથી આવે છે, અને ઉદાશ દેખી કુંન્તાને)

અભેમન્યુ—માતા કેમ રૂદન કરો છો ! આપનાં રૂદનથી મારો જીવ ઘણોજ ગભરાય છે, અને તે કારણ જાણવા આ જીવ અધિરો બન્યો છે.

( જવાપ ન મળતાં સુભદ્રા પાસે આવીને )

અરે માતા ! એકાએક શું દુ:ખના ડુંગર આવ્યા છે ? તમને કોણે ખિજ આપી છે? કદાપી પિતા અને કાકા વનમાં ગયા, તે દુ:ખથી જો રૂદન કરતાં હો, તો તે કાલે સવારે ઘેર આવશે, અને પાપીઓનો પરાજય કરી રાજ્ય મેળવીશું. કાંઈ આપણું નશીબ વેચી ખાધું છે? પણ જવાપ નથી મળતો તેજ મારા કોમળ કલેવરને પ્રજાળનાર છે.

( તે સાંભળી રક્ત લોચને )

## ગાયન ૮

સુભદ્રા—

કોમળ કુમાર વરે શું તું જાય રેણ

તારી આ બબાડ—લાગે મુને દુઃખ દેણ—

અભિમન્યુ—થયું શું કહીદે આજે અચાનક—ઓ મારી માત-

સુભદ્રા..........હાય, હાય,———કોમ .

,, કુમ ભાગી ઓ કુંવર તું કયાં પ્રગટયો મમ તન,

તારાં પગલાંથી પળ્યા—પિતા વિજેરે વન.

સુરેખા સાથ થયું—સગપણ ભંગ થાય,

વળી વિશેષ દુઃખ લક્ષણ લેઇ જાય,

અભિમન્યુ—જાણ્યું, મેં જાણ્યું, રહે બોલતી તું કહેણ,

સુભદ્રા—...........કોમળ કુમાર

અભિમન્યુ—સમજયો સકળ વૃતાંત હું—શા સારૂં કરો શોક

કન્યા આવી કુળ વિષે—નથી ગયા લેઇ લોક

સુભદ્ર—ક્ષત્રીનું ઉર નિર્માલ્ય ગણાવીયું

વેરીનું વૃંદ તુજ મામે વખાણીયું

અભિમન્યુ—જાણ્યું, મેં જાણ્યું, રહે બોલતી તું કહેણ

સુભદ્રા.......... ..........કોમળ કુમાર.

"જો, પાપી, એ કન્યાનો વિવાહ પિત્રાઇ પક્ષમાં થએલો જાણી તને કીંચીત માત્ર પણ દ્વેશ નથી આવતો ! ધિક્કાર છે, તને હત ભાગી ( એમ કહી છાતીમાં લાત મારે છે. અને ) રાંક પણા-માં વરતી પરાયા અન્નના ટુકડા ખાવા એથી બીજું ભૂંડું શું ? સિંહની દાઢ કાઢતાં મરવું એ સારૂં, પણ કુતરાની પેઠે ટુકડા રોટલા માટે જીવવું એ સારૂં શું ? ક્ષત્રીણીનું દૂધ લજાવવા તારા જેવો નમાલો દિકરો કોઇને—અભેમા ! સાંજે કે સહવારે ખાઇ શું એવી ચિંતા રહ્યા કરે; તેનાથી બીજી બૂડી સ્થીતિ શી ? ઇંદ્રને સંતોષથી કે દયાથી નહીં, પણ વત્રા સુરને મારવાથીજ ઇંદ્રાસન મળ્યું છે ! જીવતો રહેવાની આશા રાખનાર, અન્યને આશ્રય આપવા જેવો પ્રતાપી, તે પરાયો આશ્રય લેનાર; સ્નેહીમાં શોક કરાવી શત્રુઓને હસાવનાર, અને ઓડાવાના અગ્નિની માફક ધુંધવાતા રહેનાર ક્ષત્રિ, ખરા ક્ષત્રિ પુરષો નહી, પણ જણનારીની વિષ્ટા સમજવા.

અભિમન્યુ—માતા, આપના બોલ શક્તી જેવા લાગે છે, પણ ને કન્યા

આપણા હાથથી ગઇ, અને વિરાધ લેઇ ગયા, તેમ તમે માની, આ મારા આત્માને દુભાવો છે, પણ ખરેજ આ દેહની અંદર જીવ છે, ત્યાં સુધી તે કન્યા લીધા વિના પાછો ફરનાર નથી, અને માતુલ પક્ષને પણ આ શુરા ક્ષત્રિના હાથ દેખાડું !

(જવાની તેયારી કરી વિદુર વિગેરે વૃધોની આજ્ઞા માગે છે.)

અભિમન્યુ— ગાયન ૯

એ મમ્ રૂપ હું શિશ નમાવું—આપો રજા ઝટ દ્વારિકા જાવું—એમમ્

જેમ તમ તનનો કલેશ મટે તેમ—કન્યા સુરેખા હરણથી લાવું-એમમ્

પારથ તાતનું નામ નબુઝે—તેવું જબરૂં જોર જણાવુ —એમમ્

બળદેવ તનિઆ જે અહીં ના,વે—તો અર્જુનનો પુત્ર નથાવું-એમમ્

નિશ્ચે થાવા આશ સફળઆ-હોંશથી હઇએ હામ ધરાવું.એમમ્

જે જીવીશ તો આવીશ જીતી—નહીં તો રણ સંગ્રામે મરૂ હું એમમ્

વિદુર—(તે સાંભળી) (સ્વગત)

અરે પ્રભૂ આવા સંકટ સમયમાં મારી વૃતિ કાણુ પૂરી પાડે? પૂત્રને કોણ સલાહ આપે? તે કોનાથી સમજે! હાય; હવે તેનું શું થશે? દેવ દેવ?

(પ્રકાશ)

,, અરે કુંતાજી, આ કોમળ કુંવરને કંકાસની જાળમાં કાણે ફસાવ્યો? જે કર્મમાં હતું તે થયું, પણ તેનો હવે મિથ્યા શોક કરવાથી શું લાભ થવાનો છે.

કુન્તા—દિયરજી; સુભદ્રા વહુના લાડકા રૂપ વચ્ચ નથી કુંવરને શોળ ઉંગ્યા છે, અને તે કોટી ઉપાયે રૂઝે તેમ નથી, વળી તેટલાથી પણ તે શાંત ન થતાં તેના કોમળ હૃદયમાં તેણે બાણ મારી, જેથી કુંવરે કપરૂં પણ લેઇ મામાને ત્યાં મર્દાઈ મારવા તેયારી કરી છે. ઈશ્વરે ધાર્યું હશે તેમ થશે, પણ હવે!

વિદુર—અરે સુભદ્રાજી; ખરો ક્ષત્રિનો પુત્ર દેહાન્ત થાય ત્યાં સુધી મોત નો ભય રાખતોજ નથી, તો આ પૂત્ર હવે ખાનગી સલાહ આપ્યાથી પાછો ફરનાર નથી, માટે તમો સાથે જાવ! અને

તમારા ભાઈઓને સમજાવી વગર લડાઈએ કન્યા મળે તેવી યોજના કરો?

સુભદ્રા—વારૂં પિતાજી, આપની આજ્ઞા શિરપર ચડાવી હાલ જવા તત્પર થાઉં છું.

(રથમાં બેસી બંને જાય છે. રસ્તે જતાં જંગલમાં રથ ભૂલી પડે છે)

પ્રવેશ ૭ મો. સ્થળ જંગલ.

સુભદ્રા—પ્રિય પૂત્ર આ માર્ગ કાંઈ દ્વારિકાંનો હોય એમ લાગતું નથી! અને આતો કોઈ દૈત્યનું રન્ય હોય તેવું લાગે છે! અરેરે મારૂં શરીર કંપવા લાગ્યું છે! મારા અંતઃકર્ણમાં તર્કો વિતર્કો વમળ કરી રહ્યા છે, ત્યારે મેં શું ઈશ્વરનો અનર્થ કર્યો હશે! કે જેથી મને પડતા પર પાટુના પ્રહાર થાય છે? અરે પ્રભુ, શું તારી ગતિ!

અભિમન્યુ—માતા! તું તારી કોમળ છાતીને દુભાવતી નહીં, ત્યાં પહોંચેથી મામાની ખબર જોઈશું? પણ દુઃખ સર્વને પડે છે, કોને નથી પડતાં? જો સતિ શીતાને, તેના પતિ ત્રિલોકના નાથ એવા રામચંદ્રજી જેવા હતા, તો પણ હરણ કરી રાવણ લેઈ ગયો હતો, તે કેવું દુઃખ? દ્રુપદિને રાજસભામાં આણી વસ્ત્રોહરણ કરવા પાપીઓએ પ્રયત્ન કીધો તે કેવું દુઃખ? નળ દમયંતીને રાજ પાઠ ત્યાગ કરી વનવાશ વેઠતાં પણ પતિ પત્નિનો વિયોગ તે કેવું દુઃખ! હરિશ્ચંદ્ર અને તારામતિ જેવાં સત્યવાદી વિરધીર રાજાઓને નિચને ઘેર વેચાઈ, દાસત્વ પણું કરી, કુંવરને પારકે પેર વેચી, વચનની ખાતર કંગાલીયત વેઠી, વગડાઉની માફક ભટકવાં તે કેવું દુઃખ? તો આપણું દુઃખ શું હીસાબમાં છે? પણ ધૈર્ય રાખી હાલ તો જવાનો માર્ગ શોધવો તેજ આપણી ફરજ છે. (એમ કહી. અગ્નાસ્ત્ર બાણ વડે રન્યનો નાશ કરી. મેઘ તથા વાયુના સ્મરણ વડેમાર્ગ મોકળો કરી દેછે. તેનો અવાજ કાને પડતાં હેડંબા તે તરફ આવી જોતાં.)

હેડંબા— ગાયન ૧૦

અજબ ગજબ આ કોણે કીધો—એવા જુલ્મો ભારીરે—ટેક
લાઈ થઈ, લાઈ થઈ. હાય, હાય, હાય, (૨)
દોડો દોડો દિકરા હું—ભડકા ભાળું ભારીરે—અજબ
હાય, હાય, હાવે શું થાશે—ભયે હિંમત હારીરે

જઉં કંઇ જઉં કંઇ, ઓપ. ઓપ, ઓપ,—(૨)
આડ કુવામાં ઝડપાય ઝાળે—સીંચેશ્માં જે વારીરે—અજબ
બધા બ્હીએ મારાથીને આ—કોણ હશે બળધારીરે
આવ્યો અહીં, આવ્યો અહીં, અરરરર (૨)
બ્હેલા બ્હારે ધાવો બેટા—ક્ષત્રિ વટ વિચારીરે—અજબ.

(પાસે આવી)

ઘટોત્કચ—માતા શું આજ્ઞા ફરમાવો છો ?

હેડંબા—હે વત્સ ? આપણા જંગલની અંદર કાંઇ એક એક તોફાન થવા લાગ્યું છે, માટે જે પાપીએ આપણને હેરાન કરવા પગલાં ભર્યાં. હોય તેનો નાશ કરવા જલ્દી ત્વરા કર !

ઘટોત્કચ—માતા ! આપનો હુકમ ઉલંઘન નહીં કરતાં હમણાંજ દૈત્યોને મોકલું છું, અને આપણા ચોરને બંધન કરી આપની પાસે રજુ કરૂં છું, (દૈત્યોને મોકલે છે, તે અભિમન્યુના રથ પાસે આવતાં સુભદ્રાજી મુર્છા ખાય છે, ત્યારે રથથી હેઠે ઉતરી.) (સ્વગત) (ત્રિશુ જોઇ.)

અભિમન્યુ—પ્રભૂ ! શું તારી ગતિ, અને કૃતિ ! આ વખતે સલાહ લેવા મા હતી તે પણ મૂર્છીત થઇ પડી ! પણ ખેર આ વખતે હિંમ્મત રાખી ક્ષત્રિય વટ સાચવી યુદ્ધ કરવું, અને પાપીઓનો પરાજય કરવો (એમ કરી આયુદ્ધ પકડી સામો ઉભો રહે છે. તે જોઇ.)

રાક્ષસો— ગાયન ૧૧

૧—અરે કરો સ્વારી શત્રુપર—પકડી પથ્થર મારો માર
૨—શું શૂરાઓ જોઇ રહ્યા છો—કરોને તીક્ષ્ણ પાડુ પ્રહાર.
૩—મનુષ્ય જીવના આપણી આગળ—શાને રહ્યા છે સમજો માર.
૪—ઓ ભાઇઓ હું સાચું હમજ્યો—એ છે નક્કી આપણો હાર.
૫—બોલ અલ્યા હે માનવ તું તો—આવી પહોંચ્યું તારૂં મોત.
કરત કડકા ત્રણસેં તારા—મારે હાથ કોવાડો હોત.
આ શબ્દ સાંભળતાંજ અભિમન્યુ યત્નથી કરવો ચાલુ કરે છે. અને સામ સામી લડાઇ થતાં એકને જીવનો મૂળ. અભિમન્યુ સર્વનો નાશ કરે છે. તે જીવતો ચોર નાશી હેડંબાકને આવે છે.)

**પ્રવેશ ૮ મો સ્થળ હેડંબાનું રાજ ભુવન.**

રાક્ષસ— ગીતિ.

સુણો માત હે રાણી—ગયા પ્રતિજ્ઞા આપ તણી પાળી,
કોપ કરી એક કુંવરે—મુજ વગર સૌને દીધા ઢાળી.

( તે સાંભળતાંજ )

હેડંબા--અરે પૂત્ર ઘટોત્કચ ! આપ મૂઆ વિના કોણ સ્વર્ગે ગયું છે ! અને મેઘના જળની ખોટ કોણે પૂરી પાડી છે ! વળી ગધેડાના લીંડાંથી પાપડ થાય તો અડદનો કોણ ભાવ પૂછે ! માટે જા ! એવો કોણ હરામખોર બે માથાં ધરાવી આવેલ છે, તેને જાનેજ જઈ શિક્ષા કર !

( ઘટોત્કચ દૈત્યોને બોલાવે છે. અને )

ઘટોત્કચ-- ગાયન ૧૨

ધાજો ધાજોરે મારા શાણા સરદાર—( ૨ )
કરો શત્રુનો સંહાર—મારો મુક્કીનો માર.
કરો ખાડુનો પ્રહાર--નહીં લગાડો વાર--ધાજો ધાજોરે.
દોડો દોડોરે તમે મેળવો સાબાશ-( ૨ )
કરો અંધ આકાશ—ધરો બાલા પ્રકાશ.
પડે શત્રુને ત્રાસ—થાય જલ્દીથી નાશ--દોડો દોડોરે.

ગાયન ૧૩

સરદારો સાથે--

કરી શત્રુ સામો સંગરામ--( ૨ ) અમે રંગ મચાવશુંરે—કરી.
હોય શૂરા તે સંગે ચાલોને---કાયરનું નહીં કામ---અમેરંગ
કરશું કુંવરના પલમાંજ ચૂરા--ખરે ખોટે કરી નામ--અમેરંગ
અમે રાજાજી ખુશીથી આવીએ-રાખીને મનમાં હામ—અમેરંગ
(દેખાડી) આ શમશેરોથી શિર છેદીએ-ચાલોને જલ્દી તે ઠામ-અમે

ઘટોત્કચ—વારૂં ચાલો ? (સર્વે જાય છે)

## પ્રવેશ ૯ મો સ્થળ જંગલ

(અભિમન્યુંની પાસે આવી તેના સામું જોતાંજ)

ઘટોત્કચ.- (સ્વગત.)

અહા ! આ સુંદર શરીર વાળો અને નાજુક બાંધાનો કુંવર કોનો હશે ? અરે શું, ત્યારે તેણે તો આ વનમાં વન્હી ન લગાડ્યો હોય ? વળી કુંવર કોઇ વિર, ધિર, અને પ્રાક્રમી જણાય છે ! તેની મનોહર મૂર્તી મોહ ઉપજાવે છે. તેને શિક્ષા કરતાં આ હૈયું હિમ્મત છોડી દેછે. ! પણ ખેર આ વખતે આવા વિચાર લાવવા જેવું નથી, ગમે તેમ છે, પણ તે શત્રુ છે. તો તેને પૂછી લેઉં, કે તે શી જાતનો અને કોનો કુંવર છે ! અને શાને માટે આવેલો છે ! (પાસે જઈ)

ઘટોત્કચ— ગાયન ૧૪

શુણુ પૂત્ર (૨) મારૂ વચન—તું કોણુ તણોછે તન.
તને આવ્યો (૨) છે દુઃખનો દન—તું કોણુ તણોછે તન.
તને સત્ય વચન આ કહુ છું—આ ખરી શિખામણ દઉછું.
જોઇ બાળક સાંખી રહું છું—કહે વાત-કોણુ છે તાત-તણી શી જાત,
થઇ કહે પ્રસંન—તું કોણુ તણો.
મારૂં આ સુંદર વન..............................

અભિમન્યુ................હા, હા, મેં કર્યું દહન.
છું પૃથ્વિનો રાજન—તું તોડી મારી આન્નાય-રહ્યો છું હાંય.
તે ભાડું લાવ્ય—પમાડુ પતન—તું કોણુ તણો.

ઘટોત્કચ—હા, આ વનનો માલીક થનો આવ્યો છું, તે કઇ વનવગડા ની વગડાઉ રાણીને પેટે જન્મેલો છું તે બતાવવાને ?

અભિમન્યુ—શું વગડાઉ, વગડાઉ કરી રહયો છું ? હજું સુધી તને કોઇ મારા જેવો સમજાવનાર નથી મળ્યો ત્યાં સુધી, પાણીમાંના દેડકાની માફક બોલવાને ફાવી રહયો છે ખરૂ ને ? પણ સમજણુ પડશે ?

રાક્ષસ—(બીજાના સામું જોઇ) અલ્યા ! જો તો ખરો એનું મોં. માથું તો આપણા પગના અંગુઠા જેવડું છે. અને તડાકો તો ડુંગર જેવડો મારે છે ?

અભિમન્યું—અલ્યા હું તારા પગના અંગુઠાની સરખામણી કરવા લાયક છું ? પણુ તું જોજે કે જરાક અંગારો હજારો મણુ ઘાસની ગંજીને પળ વારમાં પ્રજાળી નાંખે છે ? અને મચ્છર મદોન્મત માતંગ સરખાનો પ્રાણુ લેછે, તેમ હું તમોથી ગમે તેટલો નાનો છું, પણુ તમો સઘળાના જીવ લેનાર છું એમ સમજજો ?

(આરસ પરસ બોલતા લડી પડે છે, અને સંગ્રામ થતાં. સર્વે યોધ્ધાઓનો નાશ થતાં, પણુ લોહ લડતાં બંને જણુ મુર્છીત થાય છે જે બાજુપર રહેલા છડીદારને ખબર થતાં ઘેર ખબર દેવા જાય છે.)

## પ્રવેશ ૧૦ મો સ્થળ હેડંબાનો હિંચોળો

છડીદાર૨૦—(રડતાં) અરે માતા ! આપના પૂત્ર રૂપી સૂર્યનો અસ્ત થયો (ઝબકી હેઠે ઉતરી પડે છે અને ઉદાશીત વદને)

હેડંબા૦—અરે શું બોલે છે ? પેલા યોધ્ધાઓ કયાં ગયા ? અને પૂત્રનું

શું થયું ! બોલી જા બાઇ, ઝટ કરે, તારા શબ્દો તિર જેવા થઇ મારા કોમળ કાળજાને કોરવા લાગ્યા છે ? અને તેથીજ મારી જમણી આંખ ફરકતી હશે એમ લાગે છે. હાય શું થયું ?

છડીદાર૦—માતા ! વારંવાર પૂછતાં જવાબ આપવો સુઝતો નથી, અને મારૂં હૈયું ભરાઇ આવે છે. પણ ટુંકમાં કહેવાનું એટલુંજ કે આપના પૂત્ર ઘટોત્કચની રણમાં ઘાત થઇ ?

(હેડંબા પડી જાય છે અને ફરી બેઠી થઇ) (સ્વગત)

હેડંબા૦—અરર ! ઓ પ્રભૂ, તને શું ગમ્યું ? મારા સુખ રૂપી સુર્યને કેમ અસ્ત કરી નાંખ્યો ? હવે આ જંગલ મુને ખાવા ધાય છે, અહા ! શું થશે ? દૈવ તારી ગહન ગતિ અવલોકવી એ ઘણીજ કઠીણ છે, (એમ કરી મૂર્છા ખાય છે. અને થોડી વારે બેઠી થઇ)

હેડંબા૦— (સ્વગત)

ચાલ્વ, દૈવે ધાર્યું તે થયું, પણ પૂત્રની લાશ તો જોઉં ! અને પૂત્રનો નાશ કરનાર એવો તે કોણ શત્રુ ઉત્પન થયો છે તેને પણ સ્વર્ગે સ્વારી કરાવી દેહું ! (જાય છે)

## પ્રવેસ ૧૧ મો સ્થળ જંગલ

(જ્યાં પૂત્રો પડયા છે. ત્યાં આવે છે અને બંને પૂત્રોને પડેલા જોઇ, પોતાના કુંવર ઘટોત્કચનું મૂસ્તક ખોળામાં લેઇ રૂદન કરેછે.)

હેડંબા૦— ગાયન ૧૫

અરર દીકરા તું ગયો કંઇ—મુકિ જતાં મુને સાંભરી નહીં.
ફટકિ હું ફરૂં વંન ગાભરી—રહુ નહીં હવે તું જતાં મરી.
કવણ દૃષ્ટ એ રૂપ ધારિયો—અણુ ચિંતા તુને આવી મારિયો
ધરમ પાર્થતો રે, રડે બહુ—વિઘન જાણુરો તામર થયું.
પવન સૂતની જાત પાસરે—ઉર વિષે હતી પૂત્ર આશરે
જતુ રહ્યું કંઇ (તેં) પાડી કાયરે—સુખ બધું ગયું હાય હાયરે

(પૂત્રની સારવાર કરે છે. તેટલામાં સુભદ્રાજી મૂર્છામાંથી ઉઠી રથમા ન દેખતાં નિચે આવી જુવે છે, અને પૂત્રને મૂર્છીત થએલો જોઇ ખોળામાં લેઇ લે છે અને)

સ્વગત.

સુભદ્રા—હે. જગનિયંતા પ્રભૂ ? અમે તારો શું અન્યાય કર્યો છે, કે અમને પડતા પર પાટુ મારવા તેયાર થાય છે ? ખરેજ આતો

કન્યા લેતાં કુંવર ગુમાવ્યો ! હવે ક્યાં જવું, તે કાંઇ સુઝતું નથી, દેવ, સાસુ તથા પિતા, કાકા, પૂછશે તો શું જવાબ આપીશ ! અરેરે મુને પ્રભૂએ ક્યાં અવળી મતિ સુઝાડી, કે કુંવરને કઠોર વચન કહી કાળ પાસમાં ફસાવ્યો ! ધિક્કારછે મારા જેવી હત ભાગણીના જીવતરમાં ! (એમ કહી રૂદન કરે છે)

ગાયન ૧૬

;; બેટા બોલો તમે—બાળા બોલો તમે
હંદે બોલો તમે—માનો શોક સમે
પૂત્ર વિનાનો પરિવાર સુનો—તેના જતાં કોણુ કરે કાન ઉનો,
સૂત વિનાના સુનાં સરસ ભૂવનો થાતાં કોને ગમે—બેટા બોલો,
વંન વિકટ વિષ જેવું જ લાગે—ઊઠ ઊઠ તું મૂજ સંકટ ભાગે,
વીકળ થઇ મૂજ પ્રાણુજ ત્યાગે, ક્રોધી કાળ દમે—બેટા બોલો,
ધર્મ ધનંજય પૂછશે જ્યારે, બોલાએ શું મૂજ થકી ત્યારે,
સંસાર સૌ મુને શબ્દોમાં શારે, જેથી જીવ ભમે—બેટા બોલો,

(તે સાંભળી) સ્વગત

હેડંબા—અરે આ કોણ સ્ત્રિ રૂદન કરે છે ? સ્ત્રિ કોઈ રાજવંશી જણાય છે. અહા ! મારી માફક તેનો પણ પૂત્ર મરણ પામ્યો છે, પણ મારી પાસે સાધન છે, અને તેની પાસે કાંઇ સાધન નહીં હોય તેથી બિચારી ઘણીજ દુઃખી જણાય છે. વળી ધર્મ, કુન્તા, અને અર્જુનનું નામ દે છે, માટે તે નકકી અર્જુનની સ્ત્રિ છે, અને તેનોજ પૂત્ર મરણ પામ્યો છે, માટે ચાલ પાસે જાઉં ! એમ કહી પાસે આવેછે તે જોઇ)

સુભદ્રા— (બ્હીકથી) (સ્વગત.)

અહા ! આ કોણ આવે છે ! અરે, શું આતે કોઇ વંન દેવી હશે ? કે કોઇ પિશાચણી, કે ભૂતડી મને ભેટવાને આવે છે ? પણ ખેર, તે આવી મને દુઃખીઆરીને શું કરશે ? કવચિત મારો જીવ લેશે ! તો તેની મને દરકાર નથી, પૂત્રની પાછળ પ્રાણનો ત્યાગ થાય, તો હું ઇશ્વરની ઘણીજ આભારી થાઉં ! કારણ પૂત્ર વિનાની જીંદગી વૃથા છે, વળી પૂત્ર વિનાની રત, છત, સરવસ્વ નકામું છે ! પણ પ્રભુ, શું કરવા આવે છે, તે નજીક આવવાથી ખબર પડશે !

હેડંબા—અરે સૌભાગણી ! મારૂં શરીર જોઇને ડરતાં નહીં ? કારણ હું આપના દુઃખમાં ભાગ લેવાને આવીછું. માટે કહો ! આ

પૂત્ર મર્ણું પામ્યો છે, તે કોણ છે?

સુભદ્રા—અરે ધર્મ ભગિનિ, જે આ પૂત્ર પડેલો છે, તે મારો કુંવર થાય અને હું જે હસ્તીના પુરના રાજા પાંન્ડવનો પૂત્ર અર્જુન, તેની પતિન છું.

હેડંબા—અહા! શું દૈવે સંજોગ મેળવ્યો! હું પણ આજે પૂત્ર મર્ણ પામ્યો, છે તેની માતા છું, અને અર્જુન એ મારા દિયર થાયા અને ભીમસેન તે આ પૂત્રના પિતા, અને મારા પતિ થાય!

સુભદ્રા—અરે બ્હેની, ત્યારે આપણું તો દેરાણી જેઠાણીનું સગપણ થયું, પણ આ પૂત્રો પડયા છે, તેનો ઘણોજ પરિતાપ થાય છે, તેનું કેમ કરવું! અરેરે! દૈવે એકજ કુટુંબના બંને કુંવરો પર કટારી ભોકવા કેમ કમ્મર બાંધી હશે? ત્યારે શું આપણાથી તેમનો અઘોર અનર્થ થયો હશે? હાય શું કરવું! પાંન્ડુ પૂત્રો જયારના વનમાં ગયા, ત્યારથી અવદશા બેઠી છે. વળી દુઃખીઆને અધિક દુઃખ! હાય! હવે મારો સુખનો સંસાર નષ્ટ થયો!

હેડંબા—બ્હેન, બળાપો ન કરો! માણુસ જાતે સુખ અને દુઃખનો અનુભવ કરવાનો છે, તેમાં સુખ કરતાં દુઃખનો અનુવભવ વિશેષ કરવાનો છો અને તેવા દુઃખના અરસામાં ધૈર્યતા રાખવી એજ દરેક જણનું કર્તવ્ય છે. કારણ, નિર્ધન કોઇ દિન ધનને પામે છે! વંઝા સ્ત્રિ ધૈર્યતાથી કોઇ દિન પ્રસુતી સમયને પ્રાપ્ત થાય છે! બે આંખનો અંધ ધૈર્યતાથી કોઇ દિન ચક્ષુ મેળવે છે! અને ગમે તેવો દુઃખીઓ કોઇ દિન સુખ પણ મેળવે છે. તો ગત વસ્તુનો શોચ કરવા એ નકામો છે? ધૈર્ય રાખો! ધૈર્યતાથી ધરણી ધર સ્હાય થશે! મારી પાસે અમર કુંપો છે! તે લાવી કવચિત કુંવરના જીવ ભમરંધમાં ભરાયા હશે? તો તેના સત્ર ભોકેલા ભાગમાં અમર ભરવાથી સજીવન થશે!

સુભદ્રા—બ્હેન! ત્યારે વિલંબ શાને માટે કરો છો!

હેડંબા—ચાલો જઉંછું, અને હમણાંજ લઇ આવું છું!

(પોતે જાય છે, અને અમર કુંપો લાવી પ્રથમ ઘટોત્કચને અમર ભરી શુધ્ધીમાં લાવે છે. (જેથી ઉભો થાય છે, અને)

ઘટોત્કચ—અરે લાવ મારી ગદા, મારો શત્રુ હજું જીવતો બર નિંદ્રામાં સુતેલો છે! પણ મારા રત્નનો નાશ કરી તેને ઉંઘ કેમ આવતી હશે? રાત્રિ દેવી નિંદ્રાએ પણ મુને પોતાના પંજામાં

દુસાત્રી પોળે દિવસે ધનુષ્ય ધારી, ધૈર્યવાન, શત્રુની સાનીધ્યમાં સુવાડી શાન્તિ કર્યો! લાચાર, તેથીજ શત્રુ નિર્ભય પણે સુતેલ છે? પણ કેમ ઉંઘવા દેઉં! (એમ કરી ગદા, મારવા જાય છે, અને પછવાડેથી હેડંબા પકડી લે છે. અને)

હેડંબા—અરે પૂત્ર! આ શું કરે છે! તે તો તારા કાકા અર્જુનનો કુંવર થાય! પણ તમો અજાણતાથી લડી મર્યા છો, પણ હવે તેને સજીવન કરવો, અને બંને સંપી સુખ દુઃખના ભાગીદાર થાઓ!

(ગદા ફેંકી દેઇને)

ઘટોત્કચ—અહા! મેં પરમેશ્વરનો ઘણોજ મોટો ગુન્હો કર્યો, તે ઉપરાંત મારા પિતા કાકાનો પણ પૂરો દ્વેશી બન્યો? વળી મેં મારી મેળેજ જમણી બાજુના હાથનું કૌવત નષ્ટ કર્યું! અરે હાય! મેં મારી મેળેજ અમૃતમાં વિષ ઢોળ્યું? હાય! મેં મારી મેળેજ હાથમાં આવેલો હીરો ગુમાવ્યો? અરે હાય! મેં મારી મેળેજ પ્રકાશીત દિવાને થાપ મારી બુઝાવ્યો! અરે હાય! મેં મારી મેળેજ મારી મૂખ મુંદ્રા પર કાજળ ધર્યું? અરે હાય! મેં મારી મેળેજ હસ્તીનાપુર જવાને રસ્તે કાંટા વાવ્યા! હાય! મેં મારી મેળેજ પિતૃ પક્ષનો મેળાપ કરવામાં પડદા ધર્યા! અરે પ્રભૂ શું તારી અકળીત ગત! હવે મુને શું સુખ જોવાને આ ફના દુનિઆમાં રાખે છે? વળી આવાં કઠોર અને ઘાતકી કામ કરવા, વળી ગાય જેવી કોમળ હૃદયની માતાઓનાં કાળજાં બાળવા, અને જેનાં મા બાપે આ શ્રૃષ્ટિમાં માનેલા સુખનો નાશ કરવાને શાને માટે અવતાર આપ્યો? અરે આથી વંન વગડામાં, કે નદી નાળાંમાં પથ્થર થઇ પડયો હોત તો સારૂં કે કોઇના પણ ઉપયોગમાં આવત? પણ આતો કોઇનું પણ ભલું ન કરતાં તેથી ઉલટુંજ કરવા જગ નિયંતા પ્રભૂએ સરજયો છે? હાય હવે શાને માટે જીવવું? (એમ કહી ધરણીપર ઢળે છે. અને માની પાસે અમર કુંપો દેખતાં તે લેઇ અભિમન્યુને સજીવન કરવા જતાં ઉંચુ જોઇ.)

(સ્તુતિ) ગાયન ૧૭

ઘટોત્કચ૦

મહેર મુરાર કરો—દુઃખમાં દાસ ડુબાણો.
સંકટ સર્વ હરો—અરજી ઉરમાં આણો.

ક્રોધ કર્યો કર્મની ગતિથી–વિપરિત કિધું અવળી મતિથી
સ્હાય કરો જુગદિશ જુકિતથી–સુધરે નહી કો મનુષ્ય વતિથી
સપડાયો હું શાણો–મ્હેર મુરાર કરો.
ક્ષત્રિ વટ સાચવવા આવ્યા—દુઃખના દવથી દિન દુભાવ્યા.
દુર્મત દુર્યોધના દિઠ્ઠાવ્યા–અધવચ ક્રોધી કાળે ફસાવ્યા.
વિપત વિકૃત જાણો–મ્હેર મુરાર કરો
ગોઝારો ગણશે સૌ દુનિઆ--ટવળી મરસે વસુદેવ તનિઆ
વલખું વિભૂતર ત્રિસો બનીઆ–સાંભળો શ્રી હરી ધ્વનિઆ
મુરછા મળીઓ બાણો—મ્હેર મુરાર કરો.

(એમ કરી ઘટોત્કચ તેના સસ્ત્ર ભોકેલા બાગમાં અમર ભરે છે. અને અભેમન્યુ ઉઠે છે, એટલામાં)

સુભદ્રા૦—ભાઇ અભેમન્યું! તમો અજાણતાથી લડી મૂવા છો કારણ આતો તારા કાકા ભીમસેનનો પુત્ર થાય? અને આ તારી કાકિ થાય

(જેથી બને જણા સામસામી ભેટે છે. બાદ)

ઘટોત્કચ૦—કાકિ! આવા અઘોર વનમાં શાને માટે ભટકવું પડે છે! અને મારા પિતા કાકાની શું ખબર છે, તે મુંને કૃપા કરીને કહેશો?

સુભદ્રા૦—ભાઇ અભેમન્યુનો વિવાહ મારા સગા ભાઇ બળીભદ્રની પાળક પૂત્રી સુરેખા સાથે કર્યો હતો? પણ તમારા દુર્મતિ કાકા દુર્યોધને તમારા કાકા ધર્મને ઢોંગથી જુગટું રમાડી ધન, અને ધામ, સરવસ્ત્ર પડાવી લેઇ બાર વરસ વનમાં મોકલ્યા. વળી તેમાં ચારે ભાઇઓ સહિત દ્રુપદિને પણ પાપીએ કપટ કરી છીનવી લેઇ સ્વાધીનપણામાં રાખી, સતિનાં વસ્ત્ર કાઢી, સભામાં આબરૂ લેવા ધારી, પણ અનાથનો નાથ શ્રી હરી, જે સર્વને માટે હમેશ કાળજી રાખે છે, ~~તેણે~~ સ્હાય કરી પાપીઓને ફાવવા દિધા નહીં. જેથી કહયા વચન પ્રમાણે સત્ય, નેક, અને ટેકની ખાતર પાંધર પંથ ઝાલ્યો, અને અમે પારકે ઘેર એટલે વિદુર કાકાને ઘેર પેટ ભરતાં જોઇ, મારા ભાઇએ તે પૂત્રીનો વિવાહ વ્યર્થ કરી, રાજ્યની લાલચ માટે દુર્યોધનના પૂત્ર લક્ષમણ સાથે કર્યો. જેથી ત્યાં (દ્વારિકાં) જઇ ભાઇને સમજાવવા ધારીએ છીએ. તેમાં વળી આવા દુઃખના દરિઆ! હાય! ભાઇ, આગમચથી અપશુકન રૂપ તમારો હાથ થયો, તો હજી પણ શું વિપરીત કાર્ય થાય! માટે જવાદો એ કન્યા સબંધે વાત!

ઘટોત્કચ૦— ગાયન ૧૮
અભિમન્યુ૦—સાથે—

અરે શું સિંહણ સુતનો ભાગ—શિયાળજ લઇ જશેરે
નહીં નહીં. ઊંદરડીથી નાગ કરી ન્હાશી જશેરે—ટેક
નહીં ન્હાશી જશેરે-અરે સામો ધસેરે અરે શું
કદી કોટી કૃતાગ્નિ કર્ણસમ આ......આ......વે નહી
પણ જેમજ અગ્નિ પાસે ઉધેઇ ફા......આ......વે નહીં.
તેમ ન બેસે કાથ............અરે શું
આશાડ ઘન આકાશમાં—ગરજે ઘણો ધમશાનથી.
શુણી શ્રોત્ર દે નહીં સિંહતો એ નિશ્ચે નિચો શ્વાનથી.
જનુનીને તન જન્મ્યા જે ગરદો–ક્ષત્રિ તે મચવે ધુની
નામર્દ નટવા રહે ખુણે તે ગણાય ગોઝારા ખુની.

હેડંબા૦ —જોયું સુભદ્રાજી! સિંહનાં બચ્ચાં તો આમ જણાય! (પછી બંને કુંવરોના સામુ જોઇ) ભાઇઓ જજો અને શત્રુઓને હાથ દેખાડજો, અને બંને જણ એક બીજાને ભાતૃ ભકિતનો સંપુર્ણ લાભ આપવામાં કાંઇ વાતે ન્યુનતા રાખશો નહીં!

ઘટોત્કચ૦ —હા, ભાઇ ચાલો! જવાશે, હું પણ સંપુર્ણ મદદ કરીશ? હાલમાં આપણે ત્યાં રહો, પછી વિચાર કરીશું એકલાં જ વામાં ફાયદો નથી? વળી આ ઘર પારકું નથી? એ પાપી ઓ શું ફાવનારાછે!

( ચારે જણ જાય છે. )

પ્રવેશ ૧૨ મો સ્થળ હેડંબાનું રાજ ભુવન.

હેડંબા૦—સુભદ્રાજી! અહીંઆં સુખેથી રહો! અને ખબર કાઢીએ છીએ કે, કૌરવો જાન લેઈને ક્યારે જવાના છે! તે પછી ત્યાં જવા તૈયારી કરાશે!

સુભદ્રા૦—ભાભીજી! કાલેજ કૌરવ લોકો, જાન લેઇને દ્વારિકાં પૂરી જવા પળાયત થશે? માટે લાંબો વખત અત્રે રહેવું અનુચિત છે.

ઘટોત્કચ૦—કાકિ! ફિકર શાને માટે કરો છો! ખરેખર અમો બે ભાઇઓ ત્યાં જઇશું! અને મારી ભાભી સુરેખાને લાવી આપની આજ્ઞામાં હાજર કરી એતો!

સુભદ્રા૦—ભાઇ! ખાત્રીજં છે કે રત્નનાં તો રત્નજ પાકે! અને કોઇ દિવસ કથીરમાંથી કનકની આશા રખાએ નહીં! કૌરવનું

બીજ વાવી મોગરાની આશા રખાય નહીં ! લીમડો વાવી દ્રાક્ષની આશા રખાય નહીં ! બકરી કોઇ દિવસ સિંહની પ્રજાને જન્મ આપેજ નહીં ! પણ ખરેખર સિંહણ શુરા સિંહને જન્મ આપી અરન્યનાં હલકાં પશુઓંને ત્રાસ પડાવે છે, તેમ શુરા ક્ષત્રિયોના બીજરૂપ પૂત્રોથી શત્રુઓ પરાજય પામશે, એમાં નવાઇ નથી !

હેડંબા૦—પૂત્રો આશ્રૃષ્ટિમાં મનુષ્ય અને પશુ પક્ષી માત્ર મોહને વશ થઇ જર અને જીંદગીનો ભોગ આપે છે ! જુવો કે, મૃગ. મધુર સ્વરને વશ થઈ એક ચિત્ત થયાથીજ પારધી તેનો વધ કરે છે ! મણિધર નાગ વેણા જંત્રને વશ થઇ મદારીને હાથ પકડાય છે ! હાથી કાગળની હસ્થીણી ઉપર આશક થઇ, કુત્રીમ જમોપર દોડતાં ખાડામાં પડી, પોતાના દેહને પરવશ બનાવે છે ! પતંગીયું દિવામાં આશક થઈ. તે ગ્રહણ કરતાં પોતાના દેહનો ભોગ આપે છે ! મચ્છ ઢીંમ રની નાંખેલી અંકોડીના વળગાડેલા લોટની મોહનીને વશ થઇ, તે લેવા જતાં પોતાના દેહનો અંત લાવેછે. તેવીજ રીતે શુરા ક્ષત્રિયોની કન્યા લેવાના આશકથી પાપી પિત્રાઇ ઓનો પરાજય થશે, એમાં શક નહીં !

ગાયન ૧૫

ઘટોત્કચ૦—

આપો એ માતા આજ્ઞા મુજને આવાર-ટેક
ખુશી મન થાવુરે—દ્વારિકાંમાં જાવું રે.
કરૂં કૌરવનો સંહાર—આપો એ માતા૧—
જઈ દુષ્ટમાં હામાંરે—પીઇ કરૂં પલમારે.
છું પાપીને પૂરો પડનાર—આપો એ માતા—૨
બહ્મ હત્યા ફિરે—મૂજ શિર પાતિ કરે.
પરણાવું નહીં જો એ નાર—આપો એ માતા—૩

હેડંબા—ભાઇઓ, હાલે જજો, હાલ ધિરજ કરો ?

**પ્રથમાંક સમાપ્ત.**

( સ્વગત. )

વિશ્નુ પ્રસાદ—હાય, ચાલતાં ચાલતાં તો પગ પણ નરમ થઇ ગયા, ચાલવાની હામ રહી નહીં, પાપણી પેટ શત્રુ ભૂખ પણ પિડવા લાગી, તૃષાથી કંઠ સુકાવા લાગ્યા, બોલતાં ફાંફા પડે છે; પાણી ક્યાં જોઇશું ? કે જેથી તૃષા મટે ! રામ, રામ, જોઉં તો ખરો !

( જાયછે ) ( પછવાડેથી )

શેખમલ—અરે ! ઇસ બખત કોન જાતા હે ! ખડે રહો !

વિશ્નુપ્ર૦—( પાછું વાળી જોઇને ) ભાઇ ! બ્રાહ્મણ તો છીએ, પણ વળી તું કોણ છે તે મને પૂછે છે ? ( એમ કહી ચાલવા માંડે છે. )

શેખમલ—અરે મૂરખ, ઊભો રહીને વાત તો કર ! કાંઇક ફાયદો થશે.

વિશ્નુપ્ર૦—( ઊભો રહીને ) કહે ભાઇ શું ફાયદો થશે ? વેશ્યા બાઇરીએ કમાવા કાઢ્યા છે ? પણ કમાવાનું તો કાંઇએ સારું મળતું નથી ! અને આમથી આમ ફરતાં ફરતાં તો સાડા ત્રણ મહિના વિતી ગયા, જોને ! મારી દેહ, નરી કલેડાના ભુના જેવી, સુકી કાષ્ટ જેવી થઇ ગઇ. વળી થાક લાગ્યો છે, તેથી કાંઇ પાણી બાણી જડે તો પીઇએ, અને આરામ લેવાનું ખોળીએ છીએ ! તેટલામાં તું આવ્યો; કહે ભાઇ હવે હીંડ ? બાઇરી ઘરમાં પેસવા દે તેવો ફાયદો થશે. કે ?

શેખમલ—ભાઇ ! આજકાલ બાઇરીઓના તોર અને જોર તો વધી પડ્યા છે, તેમાં વળી તારા જેવા ભટકતા ભિક્ષુકને તો શાનીજ માંડે ?

વિશ્નુપ્ર૦—ભાઇ નારી એજ નર્કમાંનો કીડો છે," તે તો હું કે દહાડાનો જાણું છું ? પણ જ્યાં ને ત્યાં જોઇ જોવા જાઉં છું, અને ત્યાં આવી રીતે કહું છું, તો સાલો ઊલટો માર પડે છે, માટે ચુપ ચુપ ચલાવીએ છીએ ! પણ ભાઇ ? પાણી પીવું હોય તો ખોળી કાઢીએ ! પછી તડાકા હાંકીશું, એનાથી બે ભલા ! વળી કાંઇ જંગલમાંથી મળી આવશે તો ખાઇશું ?

શેખમલ—ચાલો ત્યારે. મુને પણ પ્યાસ તો લાગી છે, વળી ધન મેળવવાની પણ ઇચ્છા રાખીએ છીએ, તે પણ ખોળીએ ? સાચું. પૈસા વિનાનો નર પશુ, સમજવો ? ચાલ ભાઇ ? ( જાયછે )

## પ્રવેશ ૨ જો સ્થળ શરોવર.

**શેખમલ**—વાહ! મહારાજ? આ શરોવર કેવું સારૂં છે? આપણે અત્રે થોભવું પણું સારૂં છે. કારણ વડની છાયા છે, થંડી હવા છે. પાણી પણ સારૂં હશે! માટે હું અહી બેસું છું, અને જાવ તમે પાણી લેઇ આવો!

**વિશ્નુપ્ર૦**—બાપ? થાકી ગયો છું, તૂંજ જઇ આવે તો કેવું સારૂં? જાણે જીવતદાન આપ્યું.

**શેખમલ**—ચાલ ભાઇ, હું જઇ આવું છું. (એમ કહી લોટો લેઇ જાય છે, ત્યાં કિનારાપર પુષ્કળ દાગીના સાથે એક સ્ત્રિ, તથ શેઠ સૂતેલા હતાં તે નજરે પડતાં.)

**શેખમલ**—અહા! આ કોણ હશે! સ્ત્રિ પુરૂપ હોય તેમતો લાગતું નથી! કારણ સ્ત્રી કોઇ નિચ વર્ગની જણાય છે, પરંતું રૂપમાં તો ઠીક છે, તેમ દાગીના પણ છે. તેથી આ શેઠ કામ પાસમાં સપડાયા હોય એમ લાગે છે! તો વળી તે બે માં ત્રીજાનું કામ! મારે શિકાર પણ મૂકી દેવા વખત આવે, પણ બ્રાહ્મણ સાથે છે, તેથી વાર લાગશે તો સાલો જોવા આવશે! પણ ચાલને જોઉં તો ખરો, કે ઊંધે છે કે જાગે છે!

(જુવે છે, તેટલામાં વાર લાગવાથી બ્રાહ્મણ આવે છે) અને.

**વિશ્નુપ્ર૦**—અલ્યા, એ? શું જુવે છે! કેટલી બધી વાર! સાલા કૂવો ખૂત્રો ખોદવા રહયો કે શું?

**શેખમલ**—(પાસે આવીને કાનમાં) છાનો મેર, સાલા તૂમડા, બરોબર દાવ આવ્યો છે.

**વિશ્નુપ્ર૦**—હેં! અલ્યા એ કોણ છે વાર!

**શેખમલ**—કોઇ ભાગી આવેલ ભમતું સ્ત્રિ પુરૂષનું જેડું છે, પણ માલ ઠીક છે, હરામખોર તુમડા, બખાડી ના કરીશ? ધિરે રહીને ઠાર કરી નાંખી શું! પછી જે છે તેમાં તારોને મારો ભાગ.

**વિશ્નુપ્ર૦**—સાળું, પૈસાને માટે પારકા પ્રાણ લેવા, તેથી બીજું કયું મોટું પાપ છે! માટે જવાદે! બળ્યું, સાલું, લાખ મળ્યા નહીં, અને લખેશરી થયા એ નહીં.

**શેખમલ**—જા, બ્રાહ્મણથી તે આ કામ બનતું હશે કે! સાલા, જન્મારો ભિખ માગી કેવણી કરે, તો પણ તારી પાસે આટલું ધન ક્યાંથી થવાનું? તે વળી આટલી બધી ટીશી કરે છે?

વિશ્નુપ્ર૦—સાચું છે તો ખરૂં? પેર જાઉશ અને બાઉર કાંઇ દેખશે નહીં તો લડશો, માટે આતો ઠીક પડશે, સુખે ખાવાસે મઝા ઉડાવશે, જા ભાઇ તું જે કરતો હોય તે કર? હું અહીંજ જોતો રહું છું, કે કોઇ આવે તો ખબર પડે?

શેખમલ—સારૂ, બરોબર તપાસ રાખજે? નહીં તો બંને જણુના બાર વાગશે! (એમ કહી તે સુતેલા જોડા પાસે આવી ઉધાડું હથીયાર કરી ઘા કરવા જાય છે, તે બ્રાહ્મણુની નજરે પડતાં ચમકીને)

વિશ્નુપ્ર૦—અલ્યા, એ! બળ્યું. જવાદે? જવાદે!

(એકદમ અવાજ થતાં પેલો પુરૂષ જાગી ઉઠે છે, અને બાવરો બનીને)

કપુરચંદ—ભાઇ! તમે કોણુ છો?

શેખમલ—તમે દોનુ જણાં કોન હો? સાલે મેં તો દુર્લભપુરકા ફોજદાર હું, માટે ઓકિસકી ઓરત હે? તે બોલજા? નહીં તો અભી ઠાર કરતા હું?

(એમ કહી તલવાર ઉગામે છે, તે જોઇ હાથ જોડી)

ગાયન ૨૦

કપુરચંદ—

ભૂંડા ભાગ્યે મતિ ભરમાવી—નિચ નારીએ નાંખ્યા લોભાવી
જાર કર્મ કરે જન જારી—જર જાતની થાયે ખુવારી
આબરૂમાં અંગારા ઉઠાવે—ધંધ ધામમાં કાંઇ ન ફાવે
જાણો જગતની બાજી જુઠારી—ક્રૂર કર્મ કરે બદ કારી
કર્મ કરે કાળાં અરે—બરમાવી ભરથાર
શર્મ ધર્મ છોડી ધરે—સંગ રતીરમનાર
તન, મન, ધન હરનારી જગતમાં—નારી એવી બળવાન
નર, ખર સમ થઇ જારી બની—ગુમાવે માનને ભાન—ભૂંડા
લખ્યા લેખ વિધીના જે હોયે—હર બ્રહ્માથી નવ ભૂંસાયે.

"ભાઇ જવા દેતો પરમેશ્વર તારૂં ભલું કરશે?

શેખમલ—ચાલ, પરમેશ્વર વાળા, હમણાંજ તને દેખાડું છું?
(કરી તલવાર ખેંચે છે) તે જોઇ.

કપુરચંદ—ઓ મારા બાપરે? —મરી ગયો?
(તે બૂમ સાંભળતાં ફુલી ઝબકી જાગે છે) અને

ફુલી—અરે આશું! હાય, આતે કેવો કરે?
(એમ કહી શેખમલને પાછળથી બાથ મારે છે, અને

કપુરચંદ શેઠને બચાવે છે, ત્યારે શેઠ દોડતા આવી તલવાર ખુંચાવા પ્રયત્ન કરે છે. તેટલામાં બ્રાહ્મણુ પછવાડેથી આવી ફુલીને હાથ પકડી ખેંચી દુર લેઇ જાય છે. અને )

વિશ્નુંપ્ર૦—રાંડ, આવા બકાલની સાથે તે સબંધ બાંધતા હો શું કે? મારા જેવો મળ્યો હોય તો હાવા હાલ થાત? ક્યાં એ સાલાના સપાટા ઉડાવી દેઉં,

ફુલી—ત્યારે હજુ શું જતુ રહ્યું છે, ચાલોને મુવો શેઠ, રડયો કાપડીઆનો ધંધો કરી, માલ ઉધારે ધીરે, પછી ઉઘરાણું લેવા જાય, ત્યારે હજારોને ઘેરથી માર ખાઇ સોના સાહ કરી આવતો, તેવામાં વળી મારી પાસે કાંઇ રકમ બાકી હોવાથી લેવા આવેલો. ત્યાં મૂલાકાત થતાં અરસ પરસ બંને પ્રેમથી બંધાયાં, વળી હું રાંડી રાંડ હોવાથી કોઇનો ડાબ હતો નહીં, પણ મોટા જથા વાળી ન્યાત, તથા શેરીમાં ફાવે નહીં, તેથી પાસે જે હતું તે લેઈને આ રસ્તો પકડયો, તેમાં આવું થયું તો તેના ભોગ, અને વળી તમારો બેઠો જોગ.

વિશ્નુપ્ર૦—વાહ. ઠીક ત્યારે, તું રાંડેલી અને હાલ તો હું પણ રાંડેલો ઘેર જઇશ ત્યારે થઇશ માંડેલો, પણ જે તારૂં છે. તે બધું મને આપ, નહીં તો પેલો મારીને સરવસ્વ લેઇ જશે!

ફુલી—લ્યો, આપુ છું, પણ ડગો દેતા નહીં, પછી તો મારૂં કરમ।

વિશ્નુપ્ર૦—હેં, વળી વ્હેમ રાખતાં હશું કે, પ્રીતી થઇ ત્યાં પડદો શાનો। એમાં અમે તો કાંઈ વ્હેમજ રાખીએ નહીં, તને વિશ્વાસ હોય તો આપ?

ફુલી— વિશ્વાસ તો છેજ, પણ મારૂ મન જખ મારે છે, લ્યો આપું છું, (બધું ઉતારી આપે છે, બાદ બંને જણુંવવા માંડે છે, અને)

વિશ્નુપ્ર૦—ભાઇ, રામ, રામ, હમે તો જઇશું?

કપુરચંદ—મહારાજ આપને આમ કરવું ઘટતું નથી હોં કે?

વિશ્નુપ્ર૦—સાલા, તારા બાપે કયે દહાડે ધન વેચ્યું હતું, હરામખોર પારકી બઇરી કાઢી લાવી ફીસાદી કરે છે; સાલા વધુ બોલ્યો તો મારીજ નાંખીશ?

કપુરચંદ—ઓ ફુલી, મને મૂકીને જઇશ? અહીં મારી શી દશા થશે?

ફુલી—તારા જેવા નામર્દાને આવી શું પરણીએં?

કપુરચંદ—ઠીક રાંડ, સુખ પામ જે?

(સ્વગત)

હાય! ગઈ, ગઈ, ગઈ તો ગઈ, પણ આપણી થઈ નહીં, અને આપણી બૂરી દશા થઈ, તેમ આ શિકારી મારા નાંખશે સર્વ. ખરેજ વ્યભિચારને વશ થતાં કોઈ સુખીઓ થયો નથી અને થશે પણ નહીં, નાર કોઇની થઇ નથી! નારના પાપથી હું ધર્મ ભ્રષ્ટ થયો, આબરૂ ખોઇ હલકો પડયો, સગાં સ્નેહીનો વિરોધી બન્યો, ન્યાત, ગામ, અને ઠામ તજ્યો, અને કાળને સ્વાધીન થવાનો વખત આવ્યો? અરે પ્રભુ! હું પેલા બેલીફની વાત સાંભળતો, પણ રાંડનાં કાવત્રાં આગળ કાંઇ સુજ્યું નહીં, અને આ ફુગડાણુ ફુલીએ ફાંસીમ, ફસાવ્યો! જેથી મારા આ હાલ થયા, પ્રભુ તું સ્હાય થજે, પણુ?

(શેખમલ સામુ જોઇ)

પ્રકાશ.

" હે ભાઈ, શિકારી મને શા માટે મારે છે? મારી પાસે કાંઇ નથી, જે હતું તે પેલી રાંડની પાસે હતું, કે જેને માટે મારા દેહનો તું વધ કરવા ધારેછે? પણ તે દૂર થયું, અને પેલો બ્રાહ્મણ ફાવી ગયો?

(શેખમલ કપુરચંદ શેઠને પડતો મૂકી દોડતો બ્રાહ્મણપર ઘા કરવા જાય છે. તેટલામાં બહાર પરગણામાં ફરવા નીકળેલા ફોજદાર, પોતાનાં માણસો સાથે આવી ચડે છે, અને ચારે જણાને પકડે છે.)

(સ્વગત)

શેખમલ—હાય મારૂં સરવસ્વ ગયું? હાય, મારી તીખી તલવાર નિસ્તેજ થઇ! મારૂં ધાર્યું મનમાં રહ્યું! મૂર્ખ મનના બ્રાહ્મણ સાથે ભેળાયો, ફસાયો, હાય ક્રૂર મનની કામની સાથે કામ પાસમાં ફસાયેલા શેઠને સ્વહસ્તે ઠાર કરતાં વિધી વાંકો વળ્યો! અને બ્રાહ્મણનો દિવસ ફળ્યો! પણ હવે તો થાય, તે ખરૂં!

(ચારેને લેઇ જાય છે)

## પ્રવેશ ૩ જો

### સ્થળ દુર્લભ શેઠનું દિવાનખાનું.

(સ્વગત)

માધવરામ—સુખના દિવસો જતાં વાર ન લાગી, મુદત પૂરી થવામાં

બાર માસ બાકી રહ્યાછે, જન સમાજમાં પણ અપ્રિય થઇ પડયો છું, પેલો નટવરલાલ તો મારી નાડી તપાશમાંજ મચ્યો રહ્યો છે, જો મેં દરબાર ઉપર પરભારી જતી અરજીઓની પેટી પ્રપંચથી ખોલવાનું મારા હસ્તકમાં ન રાખ્યું હોત તો, આજ આ દુર્લભઘડમાં દિવાનખાનું ભોગવવું દુર્લભ થઇ પડત?

વિજયા ગૌરી—(પ્રવેશ કરીને) સ્વામીનાથ આજે ઉદાશિત વદને કેમ સુતા છો? કચેરીનો ટાઇમ થયો છે, માટે જમવા પધારશો!

માધવરામ—હાશી. તું શું જાણે છે? બેઠાં બેઠાં ખાવાનું ને ગાવાનું ખોળે, તે મળ્યું એટલે રાજી, પણ પુરૂષો કેવી યુક્તિથી પૈસો મેળવવો, તેમાં રાત્રી દિવસ મુંઝાયા કરે છે! હવે અત્રેથી આપણું અન્નોદક ઉપડયું હોય એમ લાગે છે, રૈયતનો અણુ ણગમો વધી પડયો છે, ફક્ત દરબારના કાનપર વાત ગઇ નથી ત્યાં સુધીજ ઠીક છે!

વિજયા ગૌરી—સ્વામીજી ક્રોધે ન ભરાવતો હું પણ એક અરજ ગુજારૂં?

માધવરામ—ભલે, કહી દો?

વિજયા ગૌરી—આપણી કુળ દિપક કુંવરી ચંદાનો વર દિન મણીશંકર, તે છોકરીને વારંવાર ઠપકો આપે છે, કે જો, તારો બાપ પ્રધાન પદ પામ્યો, ભાઇ, ભાણેજા,ને ભત્રિજા સમાયા, અને હવે મને આગળ અભ્યાસ કરવો અરૂચીકર થઇ પડયો છે. તે તારો પિતા સમજે છે, છતાં મને પાંચ પૈસા કમાતો કરવા તેમની મરજી થતી નથી?

માધવરામ—પ્યારી, તું કહેછે તે ખરૂં, પણ છોકરાં શું સમજે છે કે જીવતી માખ કોનાથી ગળાય?

વિજયા ગૌરી—કેમ વારૂં આ વેળા તમે બહાનાં કહાડો છો?

માધવરામ—માથું ના ફોડાવ, હું મારા સંતાપમાં સપડાયો છું, અને તું તારા લવારામાં પડી, જા ત્યારે એટલું કામ તું કરી લે, મળ દરબારને!

વિજયા ગૌરી—બીજા બધાને તો દરબારની મરજી ઉપરજ રાખ્યા હશે ખરૂંને? ભાઇ, ભાણેજા કેટલું ભણ્યા છે? તે શું હું નથી જાણતી? પરમ દિવસે પેલા પાર્વતીશંકર નામના સખ્સે આપેલી અરજી, તે શું, મારી જાણમાં નથી આવ્યું? તે બીચારાનું કેવું જ્ઞાન, લખવાની કેવી સૈજતા, કેવી નમ્રતા,

હું તો સમજુ છું કે, તેનું જ્ઞાન આપના જ્ઞાન સાથે હરીફાઈ કરવાને લાયક છે, છતાં તે બીચારાને કાંઈ નોકરી આપી નહીં, એવા તે એકદમ પેટા કયાંથી થયા? શું આ જગ્યા કાંઈ કાયમ રહેશે! માટે કાંઈ સાબાશી મેળવો!

માધવરામ—(સ્વગત) ઘર ફુટયું તેનું કર્મ ફુટયું!

(પ્રકાશ)

" ચાલ, હવે મૂક લવારો બધું સારૂં થશે!

વિજયા ગૌરી—શિખામણ જેવું કહ્યું ત્યારે લવારો પડયો, પણ સ્વામીનાથ હું અગત્યા આપને કહેવાને લાયક તો નથી, પણ આપજ સમજોને, કે જો, દુર્લભસેન મહારાજ વિદ્યા જ્ઞાનમાં નિપૂણ હોય, અને દુર્વ્યસની ન હોય, તો આ બધી આપની સ્વછંદી વર્તણૂક તપાસી કયારનુ એ પોણીયું પકડાવી પાછા તગડી મૂકયા હોત?

માધવરામ—(દાંત પીશીને) ચૂપ, ચૂપ, બસ કર, બહુ થયું, તારી એમ મરજી છેના, આજ કાંઈ ગોઠવણ કરી દિનમણી શંકરને કોઈ પણ જગ્યો આપીશ? પણ ચાલ હવે જલદી કર, કચેરીનો વખત થયો છે?

વિજયા ગૌરી—સારૂં, ચાલો નાથ? (જાયછે)

## પ્રવેશ ૪ થો.

સ્થળ દુર્લભગઢની રાજકચેરી.

છડીદાર—એ નેકી છડી, રૂપેકા બાલા, અખંડાધી પ્રૌઢ પ્રતિતાત, પ્રદિપી થિર વિર મહારાજા દુર્લભસેનને ઘણી ખમા!

(મહારાજા આવી તખ્ત ઉપર બીરાજે છે, અને પ્રધાન ફોજદાર. વિગેરે મંડળ બેસે છે.)

દુર્લભસેન—પ્રધાનજી, રાજ્યની સ્થીતિ અને રૈયતની આબાદાની કેવી છે?

માધવરામ—મહારાજા, આપના પ્રતાપે રાજ્યમાં ધમો ધમ ધીકાર ચાલે છે!

વિદુષક—(ધેરો પ્રવેશ કરીજન પ્રત્યે) કુબટાઓનો!

માધવરામ—ખાઈ પીઈને જબરી લહેર ઉડાવે છે!

વિદુષક—દારૂડીઆ!

માધવરામ—બજારમાં ઠામ ઠામ વ્હેપારીઓના ટોળે ટોળાં ભરાય છે?

વિદુષક—નવરા બેઠા.શું કરે!

માધવરામ—ફોજદાર સાહેબ પણ નિષ્ઠાકારા શાણા ને રહેમ નજર વાળા છે કે તેમને કોઇની જુઠી લખા પડીજ નહીં !

વિદુષક—અમ્માની કુંચી મારકે હાથ !

દુર્લભસેન—વાહ ! પ્રધાનજી આપની ચાતુરી જોઇ હું ચકિત થાઉં છું, કે હું તો એક બગીચામાં કે રંગ મહેલમાં રહી આરામ ભોગવું છું, છતાં તમે તો નિખાલસ પણે, જાણે રાજ્ય પોતાનુંજ હોય એમ કાળજી રાખી સહેર સુઘડતા ઠીક જાળવો છો ?

માધવરામ—(હસતાં) મહારાજ આપે પૂછેલા પ્રશ્નના પ્રત્યુતરમાં વિશેષ કહેવાનું છે કે, સહેરમાંના રસ્તા અને બીજાં કેટલ જન હિતાર્થે સુધારાનાં કામ તેને લગતા અમલદારો એવાં તો સારાં કરે છે કે, ચાલતાં કે ગાડીમાં બેઠાં પેટમાંનુ પાણી પણ ન હાલે ?

વિદુષક—અરે આં બોઈ ખશી જાય ?

માધવરામ—અને આગ મારેનો બંદોબસ્ત તો એવો છે કે આગલ વાગ્યું કે તુરત પાણીની મદદ લઇ અમલદાર દોડે !

વિદુષક—હોલવાય ત્યારે પહોંચે !

દુર્લભસેન—સાબાશ છે, પ્રધાનજી, પ્રધાન મળે તો આવાજ મળજો !

માધવરામ—અને હું પણ ઇચ્છું છું કે, રાજા મળે તો આપના જેવાજ પ્રતાપી મળજો ?

દુર્લભસેન—તમારે બાઇ પૂત્રાદિ કાંઇ છે કે ?

માધવરામ—(સ્વગત) સાળું કહેવું તો ખરૂંજ ?

પ્રકાશ

,, હા મહારાજ, બાઇ, ભત્રિજો, દિકરો, દિકરી અને જમાઇ સર્વે છે.

દુર્લભસેન—તે અહીંયાંજ છે કે તમારે ગામ ?

માધવરામ—તે અત્રેજ છે, અને તે આપનુંજ અન્ન ખાય છે ? આપની કૃપા દ્રષ્ટિ ક્યાં કમ છે !

વિદુષક—(પ્રેક્ષક પ્રત્યે) અહા, શું દરબાર સાહેબની સલ્તનત જાળવવાની કાળજી ! મેરકી ગાંડ કીદર જાતી હે ! પોતાને ખીર પુરી ખાવાનું, અને બગીચાના બહાર ઉડાવાનું, અને અનીતિનો અખાડો જમાવાનું મળ્યું એટલે બસ છો ! પછી પ્રધાનજી કાં તો તીજોરીનું તળીયું ઘસાતું દેખાડે, બલે ને પછી રૈયતને

અન્યાયના અખાડામાં ઉતારે! છો પછી પોતાનું પોગળ પ્રગટ કરનારને વગર ભાડાની કોટડીમાં કોહોવરાવે, અને બહેને બધી પ્રજાની ઉપર ના હક કર નાંખી તેમને ધાતુનાં વાસણ વેચાવી, માટીનાં વાસણે ખાતા કરે, તેની તેને દરકાર શી!

પ્રકાશ–(મહારાજના સામુ જોઇ)

મહારાજા સાહેબ, પ્રધાનજીમાં તો કાંઇ કહેવાનુંજ નથી! બિચારા આપના કહેવા પ્રમાણેજ રાજ્ય જાણે પોતાનુંજ હોયને એમજ વર્તે છે.

**દુર્લભસેન**—પ્રધાનજી, આપની હોંસીઆરીથી રાજ્ય આબાદ સાંભળી હું અત્યંત આનંદ પામ્યું છું, માટે સિપાઇને મોકલી નાયકાઓને બોલાવી નૃત્ય કરાવો!

**માધવરામ**—જેવી મહારાજાની આજ્ઞા! અરે કોઇ હાજર?

**સિપાઇ**—હાજર સાબ!

**માધવરામ**—જાઓ, નાયકાઓને બોલાવો કે દુર્લભસેન મહારાજા નાચકે વાસ્તે બોલાતે હેં, તે સબ સાજ લેકે આવે!

(સિપાઇ જાય છે અને નાયકાઓને બોલાવી લાવે છે)

**ગાયન ૨૧**

**નાયકાઓ**—

તજ મન અભિમાન અયે હંસા—ટેક.
અયે હંસા–અરે ઓ હંસા–તજ મન. ૧
કાયા જે તારી કાચનો કૂપો (૨)
તુટતાં નહીં સાધન કસા-તજ મન ૨
કામ ક્રોધ, મોહ માયા ને મદમાં
નિશ દિન ફોગટ રહ્યા ફસા-તજ મન ૩

**દુર્લભસેન**—વાહ! પ્રધાનજી શું નાચ અને ગાયન અચ્છું ઉડાવ્યું, બસ એમને સોનાનાં કડાં અને શેલાનો શીરપાવ આપી રજા આપો, હું હાલ મારા આનંદના કામમાં ભાગ લેવા જાઉં છું, અને કચેરી ટાઇમસર બરખાસ્ત કરજો! (જાય છે)

(અને ગુન્હેગારોને ફોજદાર લાવી હાજર કરી સલામ કરીને બેસે છે.)

**માધવરામ**—આ કોણ છે, અને શાને માટે પકડેલા છે?

**ફોજદાર**—સાહેબ, ખુની કોરસ અને સિંહ હરણના બે કેસો બનેલા છે, તે કામે પ્રધાને પકડી લાવેલ છું, માટે આ કામ આપની સાનીધ્યમાં ચાલવા જોગ છે.

(તેવામાં કુલી તથા માધવરામની નજરે સામ સામી એક થતાં સ્મસ્યા કરે છે, જેથી)

માધવરામ—ઠીક, હાલતો તેમને લેઇ જાવો અને કાચી જેલમાં રાખો, કાલે તપાશ થશે, પછી કેશ ઉપરની કચેરીમાં લેવા જેવો હશેતો લેઇશુ ?

(કચેરી બરખાસ્ત, ચારે જણને લેઇ જાય છે, અને કાચી જેલમાં પૂરે છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ જેલખાનું.

વિશ્નુ પ્ર૦—(કુલીના સામુ જોઇ) રાંડ, હવે તો કાંઇ છોડાવે તો સારૂં, તારો પૈસો તો ખરાબ, શેઠને પણ ન પુચ્યો, અને ઉલટો વગર ભાડાની કોટડી શેવવા વખત આવ્યો, માટે કાંઇક કર ? મારેતો તું એ નથી જોઇતી, અને તારો પૈસોએ નથી જોઇતો, ગમેતો ત્રણ પૈસાનો તરકડો જે આપણને સાચવેછે, તેને તારો પૈસો આપી દે, અને તું પણ જા, પણ અમને છોડાવ ! રાંડ આવી રીતે કેટલાકને ખરાબ કર્યા !

(સ્વગત)

કુલી—હાય, મારૂંતો કર્મજ ફુટેલું છે, કોઇની સાથે ફાવતું નથી, ધન ગુમાવ્યું, ધામ છોડયું, અને ધણી વિનાનાં ધરણીપર રખડતાં બન્યાં, અને હવેતો શેઠ પણ સંગરશે નહીં, તો લાવને કાંઇક ચોકીદારને લાલચ આપી દિવાનનો મેળાપ કરૂં, એટલે આપણો બેડો પાર.

(બહાર આવીને) પ્રકાશ.

" ભાઇ, મીયાં સાહેબ, આ એક સોનાની વીંટી એક સો રૂપીઆની છે, તે લે, (આપેછે) અને મને દિવાન સાહેબ પાસે મૂકવા ચાલને, જરા વારમાં પાછા આવીશું !

સિપાઇ—કયા, સાલી, દિવાન સાબ તુમકુ મીલેગા ?

કુલી—હાં, તમારે કુચ કામ હે !

(બીજા સિપાઇને તપાસ માટે મૂકી બંને જણાં જાય છે)

વિશ્નુ પ્ર૦—રાંડ ગઇતો ખરી, પણ સવારે કેમ થશે તે કાંઇ જણાતું નથી?

શેખમલ—(વિશ્નુપ્ર૦ ના સામું જોઇને) હવે આપણે પણ પ્રભુ સ્મરણ કરો ! મોઇ રાંડ અને બળ્યો. પૈસો, તો કાંઇ કરતાં છુટીએ ?

કપુરચંદ—રાંડ તો મારી કેળવેલી છે, દિવાનને પણ પાણી કરી પોઇ જશે ?

( એટલામાં બને જણા દિવાન પાસે જઈ આવે છે, અને દિવાન તથા ફોજદાર પાછળથી થોડી વારે મસલત કરી ત્યાંજ આવે છે. અને. )

માધવરામ—કેમ ફોજદાર સાહેબ, આ કેસમાં તમે શું જાણો છો!

ફોજદાર—સાહેબ ખુનની કોશેશ અને સ્ત્રિ હરણ, એવા બે કેસો પકડેલા હતા, પણ તપાસ કરતાં ફુલી નિર્દોષ માલમ પડે છે, અને બ્રાહ્મણે ધન લેઇ લીધું છે, માટે જે આપને યોગ્ય લાગે તેમ કરો, અને કેસમાં લંબાણ કરવા જેવું કાંઇ જણાતું નથી?

માધવરામ—( વિશ્નુ પ્ર૦ ના સામુ જોઇ) મહારાજ, આ ફુલીનું સઘળું ધન પડાવી લીધું છે, તે આપી દો, નહીં તો જેલમાં જવું પડશે?

વિશ્નુપ્ર૦—સાહેબ હું તો રાતનું જાણું છું કે લક્ષ્મી અને લલનાથી કોણ ના લલચાય? મારા જેવો દુઃખીઓ ફુલીમાં ફસાગો તો તમારા જેવા સુખીઆને તો વળી શું કહીએ? મારે તો કાંઇ નથી જોઇતું આ બધો તેનો માલ, અને આ પેલી ફુલી, બધું તમને સોપ્યું, પણ ફોજદાર સાહેબ કાંઇ આપની સાથે આવી આમ બોલે છે, તો કાંઇક તમારૂ અને તેમનું એકજ સ્વરૂપ થયું તેમ લાગે છે? પણ ઘણું સારૂ થયું કે સાહેબ કચેરીમાં લાવવા કરતાં અહીંથીજ છુટકારો થાય છે, એ બધો જથા આ ફુલીને, કેમ સાબ, હવે તો રજા આપો તો ઘેર જઈ બઇરી ભેગા થઇએ?

માધવરામ—સિપાઇ, ફુલી સિવાય સબકુ દો દો ફટકા લગાકે છોડદે, ?

( તે પ્રમાણે છોડી દેછે, જેથી ફુલીનાં સગાં, તેમ બીજા ગ્રહસ્થો આવા અન્યાયથી રાજા પાસે અરજ કરવા જાયછે. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ બાગીચો અંદર મહારાજાનો ખાનગી મહેલ.

( મહારાજા પધારે છે, ત્યાં )

ફુલીનાં સગાં અને ગ્રહસ્થો નગર વાસીયો.

(હાથ જોડી સાથે)

### ગાયન ૨૨.

કેવો આપે અન્યાય હાય, પેટ ભરો છે પ્રધાનજીયાં—ટેક
રંક રૈયત પિડાય (૨) સગાં સમજી સમાય-ભણ્યા જન બટકાય

અધિકારી અંડાવ્યા દિવાન જ્યાં-હાય અધિકારી-કેવો આપે-૧
વ્યભિચારી વખણાય—(૨) સત્ય કેસ સચવાય—નહી માના
જળવાય--જર મેળવ્યાની જરૂર ત્યાં—દિન દિન જર મેળવ્ય
ની—કેવો આપે—૨
મંત્રિ માધવરામ (૨) જેનાં કુડાં છે કામ નિચ દાનત છે
રામ—પાપી ફાવે છે પાખંડમાં--પૂરમાંહી પાપી ફાવે છે
-કેવો આપે—૩
સુણી સાથી થવાય (૨) દુઃખ દૂર સૌ થાય-એમ મન વિ
ચરાય-પામે સજાજે દિવાન આ-હાય હાય પામે
-કેવો આપે—૪

કુલંભસેન—કેમ શું અન્યાય થએલો છે?

નગરશેઠ—મહારાજ, ફોજદાર બે હરણુનો અને બીજો ખુનની કોશેષ એવા બે કેસો પકડી લાવેલ હતા, જેથી પ્રજામાં ઘણો સંતોષ ફેલાયો હતો, કારણ તે કેસમાં ગુન્હેગારોને ઘટતી સજા થશે, અને હવેથી બીજા ગુન્હા થતાં અટકશે, એવી આશા રહેતી હતી, પણ પાછળથી તો દિવાન સાહેબ તેમ ફોજદાર અંદર અંદરથી સમજી હોપીને નિર્દોષી બનાવી છોડી દીધાં, જેથી ગુન્હા વધારે થવા ધરતી રહે છે, તો તેટલા માટે આપની પાસે અરજ ગુજારવા આવ્યા છીએ. વળી તે સબંધમાં વધારે પૂછવું જરૂર જણાય તો તે બાઇનો આ એક છોકરો ત્યા જમાઇ આવેલા જણાય છે. તેમના તરફથી હકીકત નિકળવાથી આપને પૂર્ણ ખાત્રી થશે, અને તે કેસ અત્યાર સુધી આપની જાણુમાં પણ નહીંજ આવ્યો હોય?

કુલંભસેન—તમારૂ નામ શું, અને બાઈ તમારી શું સગી થાય।

છોકરો—મારૂ નામ માણેકલાલ, અને ફુલી એજ બાઇ મારી મા થાય અને આ મોતીલાલ મારા બનેવી થાય, પણ મારી મા રાંડયાં પછી ખરાબ થઇ ગઇ, એટલે હું જુદો રહેતો. પણ બધી દોલત તેના હાથમાં હતી, તે લેઇને પેલા શેઠ સાથે જતી રહી! તેમાં વળી ઝલાયાં હશે? તેનો ન્યાય આવો થયો, જેથી અમે દિલગીર છીએ?

મોતીલાલ—હું પણ તે વાત જાણુમાં આવી ત્યારથીજ તેની દિકરીને મારે ત્યાં લાવી બેઠો છું. પછીથી ગમે તેમ કાળાં કરે, તેમાં મારે શું પણ આ ઇનસાફ જગ જાહેર થયો, તે ખેદકારક છે! માટે મહારાજ દિવાન બદલવો જોઇએ છીએ, અને તેને માટે બધી પ્રજા નારાજ છે, વળી તેથી બધાને પૂછો।

બધાં સાથે—હા, હા, હા, સો વખત હા, કહાડવો તેને છચ્ચે નહી તે, હુલ્લડ થશે !

દુર્લભસેન—તેની મુદત પુરી થવા આવી છે, પણ તેમાં વધારો કરવાની છે, કારણ કે આ બધી ગોઠવણુ હસ્તીનાપૂરના મહારાજા તરફથી કરવામાં આવે છે, સબબ ત્યાં જઈ તેમને આ અરજ કરો, તો તેની મુદત ના વધારતાં બીજો દિવાન નિમાય !

બધાં સાથે—ઠીક મહારાજા, હમો ત્યાં જઈશું ત્યારે ! (બધાં જાયછે)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ-દુર્યોધનનું રાજ મંદીર.

(જાન નિકળેછે, અને કોરવની સ્ત્રિઓ લક્ષ્મણ વરને ઘોડે બેસાડી પાછળ ગાય છે)

ગાયન ૨૩

સ્ત્રિઓ—

જ્યાવર જાન લેઈ ઘોડે ચડીયા-ઘોડીના મુખે રત્નમણી જડીયાં.
વાજીંત્ર વિધ વિધનાં ગડગડીયાં-દુશ્મનને દિલ ભારા કાપડીયા.
સાજન છે સૌ જ્યાં અધિકારી-પ્રજા વર્ગ તણી ઠઠ ભારી.

કરણ—ચાલો જલ્દી કરો, હજી ઘણેક દૂર જવું છે, અને આવી રીતે ટુંકા પગલે અને લાંબા રાગડે કેવી રીતે પહોંચીશું ?

(ચાલવા માંડે છે ત્યારે અપશુકન થાય છે)

ગાયન ૨૪

દુર્યોધન—

અપશુકન આ જણાયે-મામા મારા અપશુકન આ જણાયે-ટેક
સર્પ સુરસ્તે સરકી રહ્યા છે-ધરણી ખાવાને ધાયે-મામા
કાગ કવખતે શિરપર કકળે-તે મન મારૂં મુઝાયે-મામા
સ્વાન સદનમાં શોર કરેછે-શબ્દ શિયાળના થાયે-મામા
છેયે નિકળતાં છડીદાર છીંકે-પવન ઘણેરો વાયે-મામા
શકુની મામા સમાચારો-શા બનતા હશે ત્યાંયે-મામા

કરણ—અરે વળી સુભ કામમાં તે છીંકના બાદ ગણતા હોશું કે ? વળી આવા પ્રસંગમાં તો જેટલી છીંક થાય તેટલાં સુભ કાર્ય કહીએ, માટે તેની કિંચિત માત્ર ફીકર રાખવી નહીં.

ગાયન ૨૫

શકુની—

ભાણા ભાગ્ય ભલ્યું છે તારૂં-માનીલેજે વચન આ મારૂં-ટેક

શુભ પ્રસંગે થાય છીંકતો જાણીલે જુહાર
જાનેઆને. મળે જશેમી વરતે જય જય કાર—ભાણા
અકકલના અંધાપે તું તો સમજયોશું અન્યાય
થાય જેટલી છીંક તેટલી મળે દુરી કન્યાય—ભાણા

વિદુષક—ખસું બધું હવે વરને લેઇને હોડાને સરદાર--ભૂખ ભડકે લાગી
છે મુજને મળે વહેલો કંસાર.

શકુની, વિદુષક સાથે—ભાણા ભાગ્ય

ગીતિ

દુર્યોધન—સાબાશ શકુની મામા—શાસ્ત્રની સાખે વાત કહી સારી.
ભડા દિસો બળવંતા—વળી તમ બુદ્ધિની છે બલીહારી.

# પ્રવેશ ૮ મોં

## સ્થળ—અરવલ્લી ડુંગર.

વિદુષક— ગીતિ.

અરવલ્લી આડા આ—આવ્યા અવળા અરે નિચ પ્રાણી.
પાછળથી પસ્તાશો—કલ્પિત તમ આજે મેં જાણી.

કરણ—આ મૂર્ખા વારે મોઢે તો કાંઇ લગામજ નથી?

વિદુષક—ઓ બાપરે, આ તો લગામવાળો ઘોડો આવ્યો છે!
તેથીજ..............

કરણ—ચૂપ, ચૂપ, હરામખોર?

દુશ્યાસન—અરે ભાઇઓ લગ્નનો દિવસ નજીક આવ્યો છે માટે ઝટ ઉતરી ચાલો, અને પ્રથમ ખબર આપવાને માટે છડીદારને મોકલો કે જેથી જાનને માટે કંઇ સોઇ કરી રાખે, અને વાટ ન જોતાં ધિરજ ખમે, નહિ તો ઉતાવળ કરશે, અને તેમાં વળી અભિમન્યુનો વિવાહ બંધ કરી આપણે ત્યાં કર્યો છે, તેમાં કૃષ્ણની મરજી આપણા ઉપર ઓછી જણાય છે, અને મશ્કરીમાં કે પછી ખરૂં ગમે તેમ હોય પણ કંકોતરીમાં તો તેણે પોતાનો વિચાર ખુલ્લો જણાવી દીધો હતો, છતા મોટા ભાઇ આગળ કાંઇ ચાલે નહિ તેથી છાનામાના બેઠા હશે! નહીં તો તે ગમે તેમ ગોઠવણ કરી પાંન્ડુ પુત્ર અર્જુનના દિકરા અભિમન્યુ સાથે મંગળ વરતાવે, પણ તે હક પોતાનો નહીં માટે હા. એ હા, ભણે છે, છતાં આપણને જતાં વાર લાગે, અને લગ્ન દિવસ વિતી જાય તો તેમના ભાઇ બળીભદ્રને

સમજાવી ફારફેર કરાવવા તેમને (કૃષ્ણને) તક મળે ખરી.

છડીદાર—હા, આપ બધા ધીરે ધીરે આવો, હું પ્રથમ જઇને વધામણી આઉં, એટલે પ્રથમજ મારી દાઢ ગળી થશે.

વિદુષક—ભાઇ હું પણ તારી જોડેજ આવું છું!

છડીદાર—વળી તારૂં શું કામ છે તે પહેલેથી આવવું છે!

વિદુષક—હરામખોર, વાંઝણીના, તારે એક લાએ કંસાર ઘીના ગ્રાસ કીઆં કરવાં હશે ખરૂં ને, પણ ના જઇ જઉં તો મારા માર કરૂં.

દુર્યોધન—ભલે, લેઇ જાવ તારે, હાલ અહીં તેનું કાંઇ કામ નથી.

(બંને જાય છે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ દ્વારિકાં-બળીભદ્રની કચેરી.

છડીદાર—મહારાજાધિરાજ દ્વારિકાં દીશ અખંડાધિપતિને ઘણી ખમા.

બળીભદ્ર—ભાઇ કૃષ્ણ, લગનનો દિવસ તો નજીક આવ્યો, પણ હજુ સુધી કાંઇ જાનનું તો જણાયું નહીં?

કૃષ્ણ—ધીરજ રાખો ભાઇ છેટેથી છત્રપતિ રાજાને રાજ્ય સંભાળી આવવું, તે જોખમ ભરેલું છે, પણ હમણાં આવશે, પગલાં વાગે છે?

(એટલામાં દુર્યોધનનો છડીદાર આવે છે.)

ગાયન ૨૬.

છડીદાર—

છત્રપતિ દુર્યોધન રાજા જાન લઇને આવ્યા છે
કરણ શકુની દુસ્શાસન સૌ—સહેર બહાર ભરાયા છે
સુણો સાહેબજી કાન દઇ થાય કેવા સાદ
શેન જોઇ શત્રુઓને પડે વિખવાદ
જમાડવા જાદવોને કેવા કરે નાદ—છત્રપતિ—૧

બળીભદ્ર—ચાલો જાવ જઇ કહો તમે આવે બળદેવ
સજ કરી સામૈયામાં સામા તતખેવ.
ડરશોન દિલ તમે આવું છું પછેવ.

છડીદાર.......................................................છત્રપતિ

કૃષ્ણ—ચાલો, સારૂં થયું, પણ કેટલે છેટે છે?

વિદુષક—(પ્રવેશ કરી) અરે હું પણ તેમની પાસેજ હતો, પણ બધ

લાગી છે. તેથી દોડતો બહેલો આવ્યો હું, પણ, આહા !
અહીં તો તેમના વિના કાંઇ વળે તેમ નથી, તો ચાલ રામ
પાંછા તેમને દોડાવી લાવીએ.
(દોડતો પાછો જાયછે, અને જાનની સાથે પાછો આવે છે
અને કૌરવ સ્ત્રિઓ ગાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ બળીભદ્રનું ભુવન.

ગાયન ૨૭.

કૌરવ સ્ત્રિઓ

જાગોજી જાગોજી જાગો જાદવ તમે—ક્યાં લગી થઇએ ખો-
ટીને ખરાબ અમે.
સામૈયું કિજે ન લગાડે વાર (૨) ટેક
આવર રાય, તણા પાય, બહુ દુખાય, સ્તંભ થાય
કહેવાઇએ પૃથ્વીના રાય પાગક અમે-એઠાના ખાનાર
જાત આહીર તમે—(૨)

જાદવ સ્ત્રિઓ—વદોમા, વદોમા, કરો વિચાર—(૨)
ખરેખાત, ખાશો લાત, ઢાંકો વાત, માછી જાત
દેવા ઠરાવી ડાહી દિકરી સુરેખા અમે—ક્ષત્રિના કુળ
માંહી આવ્યાં છો ત્યારે તમે

કૌ૦ સ્ત્રિઓ—સામૈયું કીજે ન લગાડો વાર--૨
(તે જોઇ) આંગળી બતાવી)

ગીતિ.

દુર્યોધન—
મામા કેવી મઝા છે. સ્ત્રીઓ શબ્દ સામ સામી બોલે
એકએકને કહે છે. ન આવો તમ ચામ કુળની તોલે
દેખો દિર્ઘ દ્રષ્ટિથી—તમ ભાણેજી હજી નથી પાકી

શકુની—ઠીકજ ઠાઠ થયો છે—છે તુજ મામી તે પણ બહુ પાકી.

(દાંત પીશીને)

કરણ —રાજાજી, બહુ થયું હવે, શું સારૂ બોલે છે?
અક્કલના આંધાપા વડેજ આ હસ્તીના પુરની ગાદીને એબ
લગાડવા ઉત્પન થયા છો. સ્ત્રિઓને વારવાને બદલે ખુશી
થવું તે સજ્જનને શોભતું નથી ! વારંવાર બાળકની માફક
શિખામણ આપવી પડે તે સારૂ નહીં !

શકુની—શું ભાઇ તને અવળું લાગ્યું !
કરણ—ખચીત, જુઠું બોલવાથી જનેતાને એબ લાગે છે, માટે સર્વે સ્ત્રિઓને વારો !
દુર્યોધન—ઠીક ભાઇ હવે બહુ થયું, ચાલો તેમ કરીએ છીએ ?

(સર્વે જાની વાસે જાય છે)

## પ્રવેસ ૧૧ મો

### સ્થળ—જંગલ હેડંબાનો મહેલ.

ઘટોત્કચ— ગાયન ૨૮

પ્રાણ પ્રિય મમ મિત્ર અભેમન-કર કન્યાપર ખંત.
કૌરવ કપટી શું કરનારા-ચિત ન ધરશો ચંત.
રાખી ટેકને નેક બજાવી-મેળવીએ પ્રતાપ.
શુદ્ધ ક્ષત્રિ હોય તે સંગ્રામે-સહે સર્વ સંતાપ.
રાજ કાજ સુખ સાજ લઇને-દુષ્ટે ધરી દિલ દાઝ.
માત પિતાને જંગલ કાઢી- લીધી લોકમાં લાજ.
બળવંતા એ બાંધવ તું તો-કહું તે ધરજે કાન.
દ્વારિકામાં એ દુષ્ટ તણી જઇ-પહોંચી હશે સૌ જાન.

અભેમન્યુ—મોટાભાઇ જેવી આપની આજ્ઞા ! કારણ જેવી આપના અંતઃકર્ણમાં શત્રુઓનો પરાજય કરી પૂર્વ કન્યા લાવવાને ઉત્કંઠા છે, તેવીજ મને પણ છે, માટે માતાઓની આજ્ઞા લેઇ ઝટ ત્યાં જવું તેજ જરૂરનું છે ?
ઘટોત્કચ—(હેડંબાના સામુ જોઇ) માતા લગન દિવસ નજીક આવ્યો છે, માટે હવે આજ્ઞા આપો તો અમો બંને ભાઇઓ ત્યાં જઇ શત્રુઓને ક્ષત્રિવટ દેખાડીએ ?
હેડંબા—હા, પૂત્રો, ખરેજ જો તમે સાચા શૂરા ક્ષત્રિ, અને પાંન્ડવોના કુળમાં ઉત્પન થયા હો તો ગત કન્યાને મેળવી અભેમન્યુ સાથે મંગળ વરતાવો ! કારણ ક્ષત્રિના કુળમાં ઉત્પન થઇ બ્હીક ધરાવે છે, તેને એકથી હજાર વાર ધિક્કાર છે, માટે કૌરવ કાકાને કપટની જાળમાં નાખી કન્યાનું હરણ કરવું, અને પાછળથી તેમને જાણ કરી તેઓ સાથે યુદ્ધ કરવું, તેમ કરવામાં જાદવ વાંધો લઇ સામા આવે તો તેઓને પણ હાથ દેખાડવા, તેમાં પાછા પગ કાઢી અમારી કુખને કલંક લગાડતા નહીં, કારણ આ શ્રૃષ્ટિમાં દેહનો અંત એકજ વાર થવાનો છે, માટે સત્વર થાઓ ?

ગાયન ૨૯

અભિમન્યુ—

રે શુણુ માબારા બાત (૨) શું ભારી વાત—થાય ઉત્પાત.
દેહમાં ભારી પામીને પમાડી હાર લાવું મમનારી—ટેક
મારવા દુષ્ટ મતિ મંદ (૨) ફેરીથી ફંદ-રચે નહી દ્વંધ
સજા દેઉં સારી-પ્રાપીને પમાડી—૧
થશે પુર્ણ જ્યારે આ કાજ (૨) વળે દિલ દાઝ-લેઉં હું લાજ
દુષ્ટની જ્યારે—અગ્નિ ઉરમાંથી તૃપ્ત થશે તે વારે—૨
ચાલો ઝટ જઇએ ત્યાંય (૨) માની આમાય-આપે ક્ન્યાય.
વાત સૌ સારી (૨) પ્રાપીને પમાડી—૩

ઘટોત્કચ—રંગ છે રે, મારા શુરા બાંધવ તને પણ ઉમેદ તો ભારી છે, જે પ્રભુ પૂરી પાડનાર છે, જલ્દી કરો ત્યારે વગાડો ડંકા ?

સુભદ્રા—(હેડંબા સામુ જોઇ) બાબીજી, આજ્ઞા આપો તો હું પણ તેઓ સાથે જાઉં, અને ભાઇઓને સમજાવી ક્લેશ ન થાય તેવી યોજના કરી કન્યા આવે તેમ કરૂં, કારણ કૃષ્ણભાઇની આપણા ઉપર કૃપા છે, માટે આપણા સર્વે કાર્ય સિદ્ધ થશે? તેમાં શક નથી, અને કદાચ તેમ નહીં બને તો છેવટ મોત તો આદરેલુંજ છે તો ?

હેડંબા—ભલે, જાવ ત્યારે ? (ત્રણે જાય છે)

## પ્રવેશ ૧૨ મો

### સ્થળ—દ્વારિકાંની ભાગોળે બગીચો અને ભોંયરૂં.

(ત્યાં ત્રણે જણુ આવે છે તે દેખીને)

ઘટોત્કચ— ગાયન ૩૦

ભલી આ ભૂમી મળી-સુંદર સુખકર-ચિત્તહર વાડીમાંહ્ય—ટેક
કેવો સારો મંદીત વાયુ વાય-થડી વડે તન તે તૃપ્તિ થાય.
કોઇ જન આવી શકે નહીં આંહ્ય—ભલી આ. ૧
કેવી આવે કમળ ચંપાની લ્હેર—ધન્ય કો, દેવની નક્કી મ્હેર.
ઠીક રહ્યું થોડેક છેટે સહેર ભલી આ. ૨

અભિમન્યુ—હા, હા, અહીંજ ઠીક છે!

ઘટોત્કચ—ઠીક ત્યારે બેસો! પણ જૂઓ ને! (આંગળી બતાવી) પેલું કોણુ આવે છે!

સુભદ્રા—ભાઇ, એજ મારો કૃષ્ણ બંધુ આવે છે, અને તેનીજ આપણુને મોટી સહાય છે.

ઘટોત્કચ—(કુત્રીમ સિપાઇઓને) જુઓ, પેલો જે માણસ આવે છે, તેને વગર હરકતે અહીં આવવા દેજો !

(આવી પહોચે છે, ત્યારે અભિમન્યુ અને સુભદ્રા અવળી પુંઠે બેસે છે તે જોઈ.)

ગાયન ૩૧

કૃષ્ણ—

મમ પ્રિય ભાણેજ તું મુજ શું બોલ—તને થયું શુંય તેનું
હીરદે ખોલ (૨) કોણે ઘાલ્યો ઘોળ ......................

અભિમન્યુ—(સામો ફરી) ........................ હું રહ્યો હરકોળ.

કૃષ્ણ—............................ મમ પ્રિય ભાણેજ તું. ૧

„ કેમ ઉતર્યું મુખ—શું દિલમાં દુઃખ.

અભિમન્યુ—અમ ગયું છે સુખ—તેનો કરી લ્યો તોલ.

કૃષ્ણ—............................ મમ પ્રિય ભાણેજ તું. ૨

અભિમન્યુ—મારા કાકા બાપ—વેઠે વનમાં તાપ.
હું ને મારી માત—જઈ રહ્યાં પર મ્હોલ.

કૃષ્ણ—............................ મમ પ્રિય ભાણેજ તું. ૩

„ —બ્હેન સુભદ્રાજી, આમ શાને માટે શોચ કરો છો? હું આ વિવાહ ભંગ કરવામાં ખુશી નથી, પણ બળીભદ્રએ તેમ કર્યું છે, પ્રથમ તે પગલાં ભરવા મેં તેમને મના કરી હતી, પરંતુ ન માન્યું, જેથી હું તમારાપર ખુશી છું, અને અંતઃકર્ણમાં હિમ્મત રાખી સુરેખા કન્યાનુ હરણ કરો? પણ એટલું માગી લેઉં છું કે માયાવી ઘટોત્કચ મારે ઘેર માયાનું ચિન્હ સરખું પણ દેખાડે નહીં ! (એમ કહી જાય છે)

ઘટોત્કચ—કાકિ, હવે સાવચેત રહેજો, અને હું કન્યા જોવા જાઉં છું !

સુભદ્રા—ભાઇ, આવી રીતે તને ઓળખી જશે !

ઘટોત્કચ—અરે ત્યાંતો કોઇ જુદોજ માણસ બનીને જઇશ.

સુભદ્રા—ત્યારે, મને તો દેખાડ ભાઇ, તું કેમ કરીને જશે ?

(જેથી ઘટોત્કચ તરત માયાથી કૌરવ પક્ષમાંના માણસનું રૂપ લઈ દેખાડે છે. બાદ બળીભદ્રનો મ્હેલ જોવા જાય છે.)

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ-બળીભદ્રનો ખાનગી મહેલ.

(સુરેખાને છુપી રીતે જુવે છે. અને પ્રેક્ષક પ્રત્યે)

### ગાયન ૩૨

ટેધાટક્ક—

ભળી ભણી છે આ બાઇના જેવી-(૨)
નિશ્ચે ચતુરા એ ચોરીને લેવી-
તન મન માંય-ચિંતા ન કાંય-(૨)
દુષ્ટોને હાથે ન જવા દેવી- શિક્ષા કરૂં સમશેરથી એવી.
જઇ જઉં જ્યાંય—ભ્રાત છે ત્યાંય-(૨)
કળા કરૂં હમણાંય હું કેવી-કન્યા વિના પડે વાંધા વચેવી,
કહેરી ક્યાંય-ગઇ કન્યાય-(૨) (જાય છે)

બળીભદ્ર—(કૃષ્ણ પ્રત્યે).

### ગાયન ૩૩

ખર વાત ખાત તું દિલ મહીં (૨) આવી છે જે જાન અહીં.
ખર વાત.
તેઓના મહિમા શુણીને આવ્યા-માલ વ્હેપારી લઇ -ખર વાત.
છત્રપતિ એ પાંન્ડવ જેવા-દીન તો કહેવાય નહીં.-ખર વાત.
સહેરમાં મુજને દેશે શોભા-પશુઓને ખરીદી સહી.-ખર વાત

કૃષ્ણ—ભાઇ, હસ્તીના પૂરનો રાજા દુર્યોધન, એ કાંઇ મારો અજાણ્યો નથી, અને તેના તે તમો મારા આગળ શું વખાણ કરો છો? કારણ હીરાની પરિક્ષા ઝવેરી કરી જાણે, તેમ ખરાં જાનવરોની પરિક્ષા પાંન્ડવો કરી શકે છે, પણ હાલ તેઓ અત્રે નથી, અને આ ટટુનો બેસનારો તે તેજી ઘોડાની વાત શું જાણે! માટે તેની મોટાઇ તમારી પાસેજ રાખો એટલે, બસ છે?

બળીભદ્ર—ભાઇ, તું તો મૂળથીજ પાંન્ડવનો પક્ષ લે તો આવેલ છું, એટલે તને આ છત્રપતિ રાજા ઉપર દ્વેશ આવે છે? પણ નક્કી યાદ રાખજે કે એજ જાનવરો તેની પાસે લેવરાવું તોજ હું ખરો? વળી તેની બદગોઇ કરો છો, પણ તેનું ઘર કેવું, વર કેવો, અને તેના રત છત કેવી, જાણે ઇંદ્રનું સુખ તો એનેજ ઘર છે?

કૃષ્ણ—ભાઇ, જોયો તમારો જમાઇ, જાણે કોલસાનું ઝુંડ! તેમાં તે તમે શું વખાણો છો?

બળીભદ્ર—સારૂં જોઇ લેજે! હાલ જાઉં છું અને તેને લેવા માટે સારી રીતે કહી ખરીદ કરાવું છું, પછી તને ખાત્રી થશે?

(જાય છે)

## પ્રવેશ ૧૪ મો

### સ્થળ—જાની વ સૌ અને મિત્રમંડળ.

ગાયન ૩૪

બળીભદ્ર—

શુણો ભૂપતિ આજ સવારે-રંગ ભૂવનમાં જાર
કરી શુણાવી કીર્તિ આપની-કૃષ્ણને અપરંપાર. ૧
વાત શુણી મમ વેવઇની-લઇ હય ઉંટ હાથી હજાર.
સહેર સમીપે આવ્યો વેચવા-સોદાગર સરદાર. ૨
પાંન્ડવ પક્ષ લઇ તે બોલ્યો-દેઇ તમને ધીક્કાર.
ખેપ ખાલી પડવાની નહી લે-એ નૃપતિ નાદાર. ૩
માન્ય રહે મુજ જાનવર લાવો-જાવો ઝટ પુર બહાર.
કૃષ્ણ સામો નાખુ કરમૂછે-રહે ભૂપત મુજ ભાર. ૪

દુર્યોધન—બળીભદ્રજી. એમાં તે શું મોટી વાત છે! તમારા મનમાં નચિંત થઇને ઘેર જાવ! કારણ કૃષ્ણ મૂળથીજ પાંન્ડવનો પક્ષ લેતા આવ્યા છે, પણ જ્યાં આપની મહેરબાની છે, તો તે શું કરનાર છે! વળી જાનવરો લેતાં જે ખર્ચ થશે તે કરવાને હું શક્તિમાન છું. અને તે સોદાગરને પણ જણાવું કે. વનવગડામાં રખડતા પાંન્ડવ આ જાનવરો શું લેઇ શકે? એ તો છત્રપતિ રાજાનુંજ કામ?

વિદુશ્ક— (પ્રવેશ કરીને)
રાજાજી, તે જાનવરો લેશો ત્યારેજ જાની વાસો શોભશે! કારણ હસ્તીના પૂરથી આણેલાં બિચારાં ઘરડાં છે, તેથી દેખાવમાં ઠીક નથી, માટે તે રાખો એટલે બેડો પાર?

કરણ—ભાઈ, દરેક વાતમાં તારે બોલવાનું તો પલ્લામાંજ બંધેલું કે!

વિદુષક—હું ના બોલું તો બાળકમાં ખપું, અને બોલું છું તો પણ ગાંડામાં ખપું છું? ત્યારે મારે તો હવે કરવું કેમ? તે કોણ મામો શકુની બતલાવશે કે?

શકુની—ભાઇ, રાજાને ગમતી રાણી, તો છાણાં વીણતી આણી, માટે જેમ થાય તેમ થવા દો, તારે બોલવાની વખત હજુ ક્યાં વિતી ગઇ છે!

વિદુષક—ઠીક, ત્યારે, હવે તો જીભ ઝાલીનેજ બેશી રહું!

ગાયન ૩૫

દુર્યોધન—

દુસ્શાસન કરણ આ વારે-થાઓ જાવાને તૈયારે—ટેક.
ચાલો મામા જઇએ ચારે-વાર ન કરવી હવે વધારે.

સોદાગર આવ્યો પૂર બહારે-લેઇ પશુઓ વિના શુમારે.
નામ આપણું શુણી આવ્યા છે-વેવઈ વહિલા લઇ આવો.
નામ વધે તમ છત્રપતિનું-સહેરમાં મુજને શોભાવો.

શકુની—હા, હા, નક્કી કરો એમ.

કરણ........ ................ ............... માન જણાયજ જેમ

દુશ્યાસન—લાવો પશુ ધરી પ્રેમ.

વિદુષક.......................................હા, હાં, તેમ, તેમ, તેમ.

દુર્યોધન—દુશ્યાસન કરણ આ વારે—થાઓ. (સવ જાયછે)

## પ્રવેશ ૧૫ મો

### સ્થળ—ડેરા તંબુ.

(ચારે જણા આવીને અંદર પેસવા જાય છે ત્યારે)

સિપાઇ—અએ કોન હે, ખડા રહો, હુકમ સિવાય અંદર કેમ ઘુમતાહો!

દુર્યોધન—(શકુનીના સામુ જોઇ) મામા, આ કોઇ આપણુંને ઓળખતો નથી કે આ રાજા છે? ખરૂંને?

શકુની—ચૂપ, ચૂપ, અહીં તે વળી તને અને મને કોણ ઓળખવા બેઠું છે? હમણાં ઓળખાણ આપીએ છીએ?

દુશ્યાસન—સિપાઇ પ્રત્યે) એ તો હસ્તીનાપૂરના રાજા છે, માટે એમને તો રોકવાજ ન જોઇએ!

સિપાઈ—તમ રાજા હો તો, હમેરા ક્યા કામકા, હમેરે તો હમેશ શેઠકી રજા ચઇએ! ઉસ વિના તમેરા જેસા બોત બી ઇદર આતે હેં, સમજે? ઉસમે કયું પરવાનગી કઇ જાવે?

કરણ—ભાઇ, તમારા શેઠને જાહેર કરો કે હસ્તીનાપૂરના મહારાજા આવેલા છે?

સિપાઇ—ઠેરો, અભી જાકે રજા લાતે હેં?

(એમ કરી સોદાગર પાસે જાય છે)

સિપાઇ—મહારાજ કોઇ હસ્તીનાપૂરકા રાજાકા નામ દેતા ચાર જણ આયા હૈ, જો હુકમ હોય તો સબકુ અંદરે આને દઉં!

સોદાગર—ભલે, આવવા દો?

સિપાઈ—(આગળ આવીને) જાવ રજા હેં.

(ચારે જણા સોદાગર પાસે જાય છે)

ઘટોત્કચ્ચ—(ઉભો થઇને) ગીતિ.

આવો પાંડવ બેસો-તસ્દી લીધી મુજ મનમાં ભાવ્યો.
ચાર જણા દિસો છો-એક ભાત કો, કેમ નથી આવ્યા.

શકુની—પાંન્ડવ વન પધાર્યા—ભૂપના દુઃખથી મૂવા કે હયાત હશે.
હું શુકની આ કર્ણ-આ દુશ્યાસન આ દુર્યોધન છે.

સોદાગર—અરે કોઈ હાજર?

સિપાઈ—હાજર, સાહેબ, હુકમ ફરમાવીએ?

સોદાગ—અરે, આ તો પાંન્ડવ ન હોય, પણ તેનો દુર્મતિ પિત્રાઈ દુર્યોધન નિકલ્યો, માટે આપણો તો ફેરો ફોગટ ગયો. હશે કાંઇ ખરાબ શુકન થયા હશે, પણ આ લોકોને તો ધક્કા મારી બહાર કહાડો, કારણ એ નાદારનો નાદાર શું લેનાર છે?

કરણ—ભાઈ, એમ ગભરાઇ ન જાઓ? અમારી સાથે આપનાં સઘળાં પશુઓનું મૂલ્ય ઠરાવી કામ પાડી જૂવો, તો પછી તમને સારા નરસાનો વિચાર સ્હેજ આવી જશે?

સોદાગર—હાથી ઘોડાનું ઉધડ મૂલ્ય કરીએ છીએ? જો કબૂલ હોય તોજ બોલું, નહીં તો નિકળો?

દુર્યોધન—શું, ત્યારે કહી દો ને, કબૂલ?

સોદાગર—એક લક્ષ રૂપૈઆ થશે?

શકુની—બાઇ. શીરનામું લખી આપો. અને જાનવરો આપી દો, અમે હસ્તીપુર જઇ આપનાં નાણાં મોકલાવી દેઈશું, કારણ એટલાં બધાં નાણાં સાથે લાવેલા નથી?

સોદાગર—જ્યારે નાણાં ન હોતાં ત્યારે વહેપાર શાનો કરવા નિકળ્યા હતા? અને ફોગટ અમને મહેનત આપી ચોપડા બગડાવ્યા!

દુર્યોધન—ભાઈ. જો હમારો ભરૂસો ન આવતો હોય તો આ તમારો માલ રહ્યો, હમો કાંઇ લેઇ ગયા નથી?

સોદાગર—હરામખોર, આવી રીતે બીજી જગ્યોએ કરી નડતા હશો, પણ અહીંયાંથી તો નાણાં આપ્યા સિવાય જીવતા જવા દેવાના નથી. અરે કોઈ હાજર!

સિપાઈ—હાજર.....................

સોદાગર—જાવ જલ્દી, તેઓનાં વસ્ત્ર, શણગાર વિગેરે લૂંટી લ્યો? અને તેમને અવળે બાગે કે બાંધી કેદ કરી દો! અને તે ઉપર ફટકાનો માર આપો?

(હુકમ થતાં ચારે જણાને કેદ કરી બાંધે છે જેથી)

ગાયન ૭૬

દુર્યોધન—દિન થઇને અમે આપને આજે—અરજ કરીએ ધરો મહેર
વ્હેપારી-દિન થઇને અમે- ટેક.

નિંધો નિગડ શો અમે તમારો-કરો આ અમપર કેર
વ્હેપારી-દિન થઇને અમે.
બંધનમાંથી મુક્ત કરો ને-ચારમાંથી એક જણુને
વ્હેપારી—દિન થઇને.
પુરમાં જઈ લઇ આવીએ પૈસા-પતાવીએ તમ રણને
વ્હેપારી-દિન થઇને.
શકુની—છોડો જો મૂજને તો જઈ લાવું-વિલંબ ના કરું જરા વાટે
વ્હેપારી-દિન થઇને.
દુર્યોધન—ખત લખાવી કૈં દાગીના મૂકી-લાવજો કરે નહીં ક્રોધ
વ્હેપારી-દિન થઇને.

(શકુનીને છોડે છે, તે જઇને પૈસા લૈ આવે છે, અને જાનવરો જાનીવાસે લઈ જાય છે.)

## પ્રવેશ ૧૬ મો

### સ્થળ—જાનીવાસો

(પશુઓ બૂમરાણ કરે છે, અને ગબડી પડી મરણ પામે છે)

દુર્યોધન—અરે કોઇ હાજર છે કે? અહા! આ તે શું ગજબ એકાએક પશુઓને શું થયું હશે? આ તો મરવા બેઠાં, અને પૈસા પાણીમાં ગયા? પણ વળી દાઝયા ઉપર ડામ, મૂવાં તેને દાટવાને મીઠું જોઇશે શું, અરેરે! હાય આતે કેવો કેર.

શકુની—શું થયું ભાઇ કેમ રડે છે?

દુર્યોધન—હાય, મામા નખોદ વાળ્યું? કોઇ વ્હેપારી નક્કી આપણને ઠગી ગયો! અરે રે?

શકુની—રાંડના, રડે છે શું કરવા! તારે ઘેર ઘણો એ પૈસો છે? પણ બળીભદ્રજી જાણશે તો, કન્યા વિના વિલે મોઢે ઘેર જવું પડશે?

બળીભદ્રજી—(પ્રવેશ કરીને) ભાઇઓ શું છે? અને સાથી ઢોર મરી ગયાં તે તો સમજાવો?

દુર્યોધન—અરે હાય? કાપ, કાપ, કાપ, મ.....રી......ગ......યાં... ...મીઠું આપો તો તેમને દટાવી દેઉં!

કૃષ્ણ—(પ્રવેશ કરીને) ભાઇ, દુર્યોધન રાજાને શું થયું? કેમ રડે છે?

બળીભદ્રજી—જા ભાઈ. તારે ઘેર, અહીં તને કોણે બોલાવ્યો છે?

કૃષ્ણ—લ્યો, ભાઇ, તમને કાંઇ બાબત પૂછતાં રીસ ચડે છે તો આ ચાલ્યા અમારે ઘેર?

(જાય છે, અને બહાર આવતાં પોતાની સ્ત્રિઓ મળે છે ત્યાં ઉભા રહી.

" જૂવો. આપણા તરફની સ્ત્રિઓ વેવણને લેઈ બહાર ફરવા જાય ? અને નવો માલ ખરીદાવો ? પણ સર્વે માલ ખરીદે, તેમાં તમારે કહેવું કે અમારા ધણીએ અમને તો ના કહ્યું છે ? માટે અમારાથી તો ખરીદાય નહીં ! અને વળી લેઈએ તો ઘરમાં પણ ન ઘાલે ? સર્વ સ્ત્રિઓ સાથે—સારૂં પ્રાણ નાથ ?

રૂક્ષ્માણી— ગાયન ૩૭

પતિ જઈએ અમે આપના હુકમ થકી—(૨)
વ્હાલા રાખો વકી-વસ્ત્ર લેવરાવું નક્કી—સ્વામી હું છું પક્કી
હા——મ્યા——રા——હા, પતિ જઈએ—૧
" જલ્દી જઈએ અમે ખોટી ના થઈએ જરી
રહેજ વાર થશી હજુ જાની વાસે ખરી
પછી પૂર બહાર બજારમાં પરવરી
કહેવું ના પડે કદી—કરાવું છું ખરીદી—જઈને હવે જલ્દી
હા——મ્યા——રા——હા, પતિ જઈએ—૨
" વારૂં, પ્રાણનાથ આપના કહેવા પ્રમાણેજ થશે ?

(સર્વે સ્ત્રિઓ અંદર જાયછે, અને કૃષ્ણ બારો બાર જાયછે)

રૂક્ષ્માણી—(ભાનુમતિને) વેવણ, આજે ફરવા જવાને ધારી, તમને બોલાવવા માટે આવ્યાં છીએ, માટે ચાલો બહાર, કાંઈ ગરબો ગાઈએ, પછી જાઈએ ?

(હાથ ઝાલી રૂક્ષ્માણી ભાનુમતિને બહાર લાવે છે. તે સાથ બધી સ્ત્રિઓ બહાર આવે છે. અને ફરતાં.

જાદવ સ્ત્રિઓ— ગરબો ૩૮

ચાલો, ચાલો,—બની હારે—(૨)
હમારી સાથ—વેવણો ફરવાને
ઝાલો, ઝાલો—અનીહારે—(૨) અમારો હાથ—સ્હેલજ
ફરવાને

સાખી॰ ફરવા ફરવા મનડું કરવા—જોવા બજારની બહારરેરે
નામ તમારા નાથનું સુણીને—આવ્યા બાળે સાહુકાર

ભાનુમતિ— સ્હેલજ ફરવાને

ખુશીથી ચાલો મામીજી સંગ—થાવો સરવ તૈયારરે
વાર ન કરશો હવે વધારે—જાવું ઝટ આ વાર-સ્હેલજ ફરવાને

(સર્વે ભેગાં મળી જાયછે)

## પ્રવેશ ૧૭ મો

### સ્થળ-વ્હેપારી હાટ.

રૂક્ષ્માણી—(દાગીના સામી આંગળી દેખાડીને) કેમ વેવણો, આ ગમ શેકે ?

ભાનુમતી—ગમે તો ખરા, પણ ભાવ કેરવ્યા વિના કેમ લેવાય ? બાકી, માલ તો ઘણો સારો છે, આવો તો હસ્તિના પૂરમાં પણ બનતો નથી ? (વ્હેપારી સામુ જોઈને.)
ચાલ, ભાઇ હવે બોલીજા, અમને ઘણાં ખોટી ન કરતાં વ્યાજબી ભાવ કહીદે, એટલે સમજણ પડે ?

વ્હેપારી—ભાવમાં કહેવાનું એટલું જ કે, તમારા જુના આપી જાવ, અને નવા લેઈ જાય, જેમ મનને પસંદ પડે તેમ કરો !

ભાનુમતિ—(હસતાં વેવણ સામુ જોઈને) સાંભળ્યું કે, વેવણો, વ્હેપારી કેવો અક્કલવાળો છે ? આમ વ્હેપાર કરી તેણે કેટલા પૈસા મેળવ્યા હશે ? ખેરજ આ તો હૈયા ફુડયોજ છે ?

રૂક્ષ્માણી—(હસતાં) હગલે હગલા, ને ભરવાની જગ્યા પણ નહીં હોય તો ભોંયરાં પણ ખેદાવી રાખ્યાં હશે ?

દાસી—આ વખત ઘણો થયો છે. અને રાજાજી વાટ જોતા હશે ? માટે ત્વરા કરો તો ઠીક ?

ભાનુમતિ—લે ભાઇ ત્યારે અમારા જુના, અને તે પ્રમાણે નવા આપીદે ! (એમ કહી જાદવ સ્ત્રિઓ વિના કૌરવ સ્ત્રિઓ કાઢી આપે છે અને નવાં આપે છે, તે પહેરીને ઘેર જાય છે)

## પ્રવેશ ૧૮ મો

### સ્થળ—જાની વાસો—બારણા બાંધ

ગાયન ૩૯

મામી—રે વોય, હાયરે ભાનુ મતિ જોને સામી
ભાનુમતિ—શું થયું છે મારી મામીરે—વોય
મામી—હાયરે ભાનુમતિ જોને-ટેક-
૧—(હાય આં) જુવો, જુવોને પેટ મારામાં
૨—બળે છે બળતરા મારા અંગમાં
૩—(ઓરે) બાળવા વિ છોને વંદા મહેલમાંરે-વોય-ભાનુમ૦
૪—આવી ઝાડે જવું છે મારે
૫—પેલીને જોતે કેવી પોકારે
૬—સૌનાં ક્યાં ગયાંવસ્ત્ર શણગારેરે વોય-હાયરે-ભાનુમ૦
(આમ બુમો પાડવાથી દુર્યોધન રાજા આવે છે અને કમાડ ઠોકી

## ગાયન ૪૦

દુર્યોધન—

એ શાણી નારી શાને માટે શોચ કરોરે—ટેક.

ઘરમાં શું ઘુમોરે—પાડો છો શું બુમોરે

શું દુઃખ થયું દિલ માંહે—કહો તે કરીએ ઉપાયે

જાયે શું જીવ તમારો—ધીરજ ધરોરે—એશાણી

સ્ત્રિઓ—(અંદરથી) છઈએ નગન વેશોરે—વસ્ત્ર કોઈ દેશોરે

થઇ છે સૌને ઓકારી—તેમાં રહ્યાં પોકારી

નારી સૌ ગઇ છે હારીને—આવ્યા છે મરોરે

દુર્યોધન—એ શાણી નારી શાને માટે શોચ કરોરે

(થોડું બારણું ઉઘાડવાથી બહારથી ધોળાં વસ્ત્રો નાંખે છે તે પહેરી અંદરથી બધી સ્ત્રિઓ બહાર આવે છે.)

દુર્યોધન— કેમ, શું થયું હતું, અને કયાં ગયા હતાં ?

## ગાયન ૪૧

ભાનુમતિ—(રડતાં)

બહાર ફરવા ગયાંતાંરે—વેવણોની સંગે

ત્યાંથી વસ્ત્રો ખરીદીરે—આવ્યાં અહીં ઉમંગે—બહાર—ટેક.

સા૦ જંગી અમે સૌ જાનમાં—જઇ કર્યુંજ સયન

આવ્યાંતું સર્વે સ્ત્રિને—પ્રગટ્યું એક વિઘન

ઊડયાં વસ્ત્રો અમારાંરે—નગન થઇ સૌ નારી

શૃંગારના સરપોરે—બીજાં જંતુ ભારી—બહાર—૨

સા૦ ચટકા સૌને ચાલીયા—તનખા તનની માંહ્ય

નવઆને નાગે વિંટયાં—જઇએ ન્હાશી કયાંય

વીંછી મંકોડા વંદારે—બાઝી બચમાં ભરતાં

કીડી કાન ખજુરાથીરે—ત્રાહ ત્રાહે કરતાં—બહાર—૩

સા૦ પિડાઇ સૌ પ્રેમદા—અમે ઘડી બે ચાર

તમે બની બે બાકળા—ઠોકયાં ખૂબ કમાડ

વ્હેપારી કો. વસમોરે—મળ્યો અમને ભારે

ઘર ઘાલ્યું ગેઝારેરે જંગી જાદુ ગારે—બહાર—૪

દુર્યોધન—ઠીક થયું રાંડ, તું પણ અમને કહેતી હતી કે ઉંધા ધંધા કરી, પશુઓ અને પૈસા ગુમાવ્યા, પણ હવે તો મારા જેવી થઈ !

ભાનુમતિ—જાઓ છેમ મારા આગળ વાપરશો નહીં ? અને વાપરશો તો હું મારી મેળે હસ્તીના પૂરમાં ચાલી જઇશ, પછી તમો તુમારી મેળે પૂત્ર પરણાવી એકલાજ લ્હાવો લઇ આવજો, એટલે શોભા વધશે ?

દુર્યોધન—(હસતાં) હેં, વ્હાલી, આમ શાને માટે રીસાય છે? હું તો મશ્કરીમાં બોલતો એમ તે કરતાં હશું કે? ભરે હવે નહીં બોલું!

(જાય છે એટલામાં)

વિદુષક—(પ્રવેશ કરીને પ્રેક્ષક પ્રત્યે)

અહા! શું સૃષ્ટિમાં પરમેશ્વરે જોડાં સરજ્યાં છે! શું આ બાપને પેટ રત્ન પાકયાં છે! શું દંપતિનો પરસ્પર પ્રેમ! શું ભાનુમતિની સ્વામી ભક્તિ! શું છત્રપતિ દુર્યોધન રાજાનું માન પાન? શું રાણીજીની વર્તણુંક ખુંભી, અને બોલવાની, છટા? શું દુર્યોધનની દારા પ્રત્યે દિનતા!

પ્રકાશ (દુર્યોધનના સામુ જોઇને)

" રાજાજી, રાણીના એકે એક બોલ ગાંઠે બાંધવા જેવા છે! પ્રદેશમાં આવી પોતાના માણુસની આબરૂ હલકી પાડવી એ તમોને ઘટતું નથી! હજું રાણી સાહેબજ એમના કુળ ઉપર જઇ કાંઇ બોલતાં નથી, નહીં તો સમજણ પાડે.

દુર્યોધન—ચાલ, ગાંડીયા, મૂક તારૂં ડહાપણ, હું બધું સમજું છું, એ તો બે બોલ એ મને કહે, અને હું એને કહું, એ તકરારમાં આડે આવવા તારે શી જરૂર છે?

વિદુષક—પણ મહારાજ બધાં બઇરાં આવાં ન સમજશો?

દુર્યોધન—તે તો મારી ખાત્રીજ છે!

વિદુષક—(પ્રેક્ષક પ્રત્યે)

અહા? છત્રપતિ જેવાની આબરૂ દુષ્ટ બુદ્ધિ અને પાપી પત્નિને વશ થતાં કેવી લુંટાય છે! ખરેજ જે પુરૂષ પત્નિને વશ થઇ તેનો વિશ્વાસ રાખે છે, તેને અંતે પસ્તાવું પડે છે! અને છેવટ સ્ત્રિ, પોતાના પુરૂષે ગમે તેવી આબરૂ મેળવેલી, હેય, તો પણ તેને પલકમાં પાણીથી પણ હલકો કરી નાંખે છે? કારણ સ્ત્રિ, હમેશ હલકા મનની હોય છે, અને તેથીજ પોતાનો પતિ એ શું, તે આજના વખતમાં સમજતી નથી, જેથી તે સમજુ પતિનો અણગમો મેળવે છે, અને પોતાના ભાવી સુખનો નાશ કરે છે? પણ દુર્યોધન રાજાને તો એમાંનું કાંઇ નથી બિચારાને? (જાય છે)

(દ્વીતિયાંક સમાપ્ત)

## અંક ૩ જો

### પ્રવેશ ૧લો.—સ્થળ વિશ્રામકુંજ બગીચો.

( સખીઓ સાથે સુરેખા બગીચામાં આવે છે, અને પુષ્પ વિણતાં )

કમળા—બેન, મધ્યાન કાળ થયો છે, જેથી પાસેના બંગલામાં ચાલો, વળી જાન આવી છે, અને આપનાં લગ્નનો દિવસ પણ નજીક છે, છતાં ઉદાશ કેમ જણાવ છો ?

સુરેખા—કાંઇ નહીં બેન મનનું ધાર્યું મનમાં રહ્યું, અને પિતાશ્રીએ ધાર્યું કર્યું, તો પછી કઇ રીતે હર્ષમાં રહેવું ! કારણ શુધ્ધ ક્ષત્રાણીનો તો ધર્મ એટલોજ છે કે, ધ્રુડમન સાથે માનેલાજ સ્વામીનો પાણી ગ્રહણ કરવો, પણ શું કરું બેન, કાંઇ ઉપાય રહયો નથી !

કમળા—બેન જે થયું તે ખરૂં, પણ હવે આપણે શું કરીએ તેમ છીએ ? છતાં કદાચ અભેમન્યું ક્ષત્રિવટ સાચવવા આવીચડે તોતો આપના ભાગ્યનો પારજ નહીં, પણ તે કયાંથી બને !

( તે સાંભળી ગળગળે સાદે )

#### ગાયન ૪૨.

સુરેખા—

વિરહ વેદના વ્યાપીએ સખીરે-( ૨ ) ટેક
અંગમાંય—લાગી લાય-ચિત્ત ચિરાય-હાય હાય
દિલ હું દુખીરે—દુખીરે—વિરહ-૧
કયારે થઇશ હું શાન્ત એ સખીરે-( ૨ )
પતિ વિયોગ—અગ્નિ ઓઘ-જમવા જોગ રસ ભોગ
નાથની ભુખીરે, ભુખીરે—વિરહ-૨
ચતુર એ નરે ચિત્તડું ચળ્યુંરે-( ૨ )
આવો નાથ—ઝાલો હાથ-મમ સાથ-દિન રાત
રહું બાથ નાખીરે, નાખીરે—વિરહ-૩

#### ગાયન ૪૩

કમળા—

પ્રિય બેની મારી—રહો ધિરજ ધારી
રહો ધિરજ ધારી—ધારી-ધારી-પ્રિય બેની ટેક
ચળે સખી શું વલોપાત કરેથી
વદશું વચન વિચારી—વિચારી-વિચારી—પ્રિય બેની-૧
વખત આવ્યો છે નજીક વર્ધનો

રડી રોષ કરો શું બિચારી—બિચારી-બિચારી-પ્રિય બેની-૨
એકાગ્રહ ચિતેથી અખીલેશ વિનવો
સમયે શિવકરે સ્હાય સારી—સારી-સારી-પ્રિય બેની-૩
પુંજો પ્રેમેથી પાર્વતી પતિને
તુટે તમપર ત્રિપુરારી—પુરારી-પુરારી-પ્રિય બેની-૪

સુરેખા—વારૂ બેન, તારી શિખામણ પણ માનવા જેવી છે. કારણ આ-જ દિન સુધી મને લાયક વર નહીં, અને વર હતો ત્યારે નશિબના સંજોગે તેને વળી ઘર નહીં, જેથી આવી રીતે ફરદ્ધારી કરી દહાડા ભાગવા પડે છે, પણ પ્રભુ મારી વાંચ્છના પૂરી પાડે, અને આ આવેલા પાપીઓનો ફેરો ફેકટ થાય? પણ બેનો, ઝટ પુષ્પો વિણી લ્યો તો ઘેર જઇએ, કારણ પિતાશ્રી રાહ જોતા હશે?

કમળા—હા બેન, તેમજ કરીએ છીએ, પણ જગત્ત નિયંતા પ્રભુએ પણ કેવી ગહન ગતિ મૂકેલી છે કે વળી આપના જેવી નિરા-પરાધી બાળાઓને પણ વરને માટે વલખેલા, પણ તેમાં આપના ધારવા પ્રમાણે જો અગાઉનો આપનો પતિ અભે-મન્યુ પોતાના ક્ષત્રિ કુળને દિપાવવા આવી ચડે તો, પછી આપણી તો ખુશાલીનો પારજ નહીં, અને બાલ્યા વસ્થામાં પણ નેક અને ટેકને વળગતાં સૃષ્ટિ નિંયતાએ સ્હાય કરી એમ ગણાય!

દાસી—હેં, હેં, શું બ્હેન, એમ થાય કે! એ તો કયાંએ ભટકી ભટકી પેટ ભરતા હશે, તે અહીં સિંહની બોડમાં હાથ ઘાલવા આવશે? તે કાંઇ કળ્યામાં આવે?

સુરેખા—જા, અહીંથી હત ભાગણી, તારા જેવી લુંડીઓએ આવા શબ્દો મારા આગળ બોલવા તે એક મારા વિરહ રૂપીવ્યાપેલાં અંગારમાં ઘી નાંખવા જેવું થાય છે? પણ પ્રભુએ દરેક જણને સ્હાય કરી છે, તો મને કેમ તરછોડી મૂકશે!

દાસી—વારૂ બ્હેન ચાલો, બોલ્યું ચાલ્યું માફ કરજો, પ્રભુ કરે તે માથા ઉપર, પણ વાત તો ખરી, કે લક્ષ્મણ તે લક્ષણ હિણ કુલક્ષણનો ભરેલોજ હશે? પણ ચાલો બ્હેન પ્રભુ તમારી વાંચ્છના પૂરી પાડે!

( સર્વે જાયછે )

**પ્રવેશ ૨ જો સ્થળ શાક બજાર.**

લોકો—કેમ લીલા; શ. ભ.વ શાક કર્યા? માલ તો કાંઇ તાજો દેખાયછે!

લીલો—ભાઇ અધશેરનો એક આનો બેસશે જોઇએ તો લઇજાવ.

ગાયન ૪૪

કૃષ્ણ—સાચા કાછીઆ તું કહે શાક ભાવ કેવા
લીલો—નાણું નથી જોઇતું હું આવ્યો છું દેવા
કૃષ્ણ—મશ્કરી માનતો ન આવ્યો છું લેવા
લીલો—જાણુનો નથી કે તમે આવ્યા છો જોવા
કૃષ્ણ—મુલ કહોને......
લીલો—......લઇ લ્યોને
કૃષ્ણ—ગંભાવો......
લીલો—......રંધાવો.
કૃષ્ણ—ખુશી...(લીલો)—તમથી......
"જાઇ ખચિત આજ રાંધું છું.
લીલો—ખવરાવો તો ખુશી થાઉં

(કૃષ્ણ ગાંસડી બાંધી માણુસને માથે મૂકી લેઇ જાયછે)

## પ્રવેશ ૩ જો બળીભદ્રનું રાજમંદીર.

કૃષ્ણ—ભાઇ શાક લેઇ આવ્યો છું, કહો તો રસોઇ કરૂં, અને જાનમાં જમવાનું આમંત્રણ કરાવો ?

બળીભદ્ર—ભાઇ, આપની તો દરેક વતમાં જોટજ છે ને ? ચાલો ચાલો રસોઇ કરો, આમંત્રણ મોકલાવું છું ?
(આમંત્રણ કરવા માણુસને મોકલે છે તે થોડીવારમાં જાનને બોલાવી લાવે છે. અને જમવા બેસેછે અને જમતાં)

દુર્યોધન—મામા, જમવાની તો આજે ઠીક મજા પડે છે, રસોઇઓ કોણ હશે વારૂ ?

કરણ—ભાઇ, આજે જે પાક બનાવ્યાં છે, તેમાં પકવાન કરતાં શાકમાં તો જાણે મણાજ નહીં, તેના વખાણ ના કરીએ એટલાં ઓછા. મનતો એમ થાય છે કે નરલું શાકજ પીરસે તો સારૂં ?

શકુની—કૃષ્ણ વેવાઇ, અમારી જાનમાં તો આપના શાક રૂપી સુધારસે આ આરના દેહને શાંતિ આપનાર નિવડયો છે ! તો આપના તે શું વખાણ કરીએ ?

દુશ્શાસન—ભાઇઓ, આ બધી તેમનેજ શોભા છે ? કારણ એમાં તેમની જાત મહેનત છે ?

કૃષ્ણ—ભાઇઓ? આપની શેવામાં હાજર છું, મન ગમતી ચિજ માગી લેશો, તે ચિજ મૂકવા તૈયાર છું, અને તે જમશો ત્યારેજ જાનમાં આવ્યાના લ્હાવ, મારો દાવ, અને પેલા રખડતા પાન્ડુ પૂત્રોના વળી ભાવ, કેમ દુર્યોધન વેવાઇ ખરૂં કે?

શકૂની—જો જો દુર્યોધન ભાઈ, કૃષ્ણને તો મશ્કરી કરવાની ટેવ છે, તેથી બોલેછે, માટે ખોટું ન લગાડવું? વિવાહનાં બારણાં ઉઘાડાં એટલે જેમ બોલવું હોય તેમ બોલાય!

જાનઇયો—વેવાઇ, પકવાન પાછાં લેઇ જાવ અને શાક લાવી મુકો દો, કારણ વેવઈ તો શરમાય છે, એટલે તમારી પાસે માગતા નથી.

દુર્યોધન—મામા, રસોઇઓ તો ખબરદાર છે, માટે આપણે ત્યાં લઇ જવામાં શું વિચાર છે?

શકુની—રાત્રીએ વિચાર કરી શું એટલે બેડો પાર!

કૃષ્ણ—આવા સપુત વેવઇ જેવા જમનારા છે તો રસોઇ કેમ ન બને!

વિદુષક—ભાઈઓ, જરા પણ કુખથી ઉણા ન રહેશો? હું જમવા બેસીશ ત્યારે તો તંબાકુ. સોપારીનો રસ સરખો પણ પેટમાં ઉતરી શકે, તેટલી જગા પણ ખાલી નહીં રાખું, માટે ભૂલશે તેના ભોગ, અને આ ખરો આવ્યો છે જોગ, અને ખાશે તેને રાત્રે થશે કોલેરાનો રોગ!

દુશ્યાસન—(જમતાં) કૃષ્ણ મહારાજ, આ આમ કેમ બોલે છે?

કૃષ્ણ—એ તો ગાંડીયો છે, તે ગમે તેમ બોલે તે કાંઇ લેખામાં ગણાય કે??

વિદુષક—વાહ! જાનૈયાને એ બોલ તો એવા મીઠા લાગ્યા કે ઝટ ગળે ઉતરી ગયા, પણ પેલો કોલેરાનો રોગ આવ્યો તે મારો બેટો ગળે ભરાણો, પણ ખરી વાત છે, આવાં સારાં પકવાન સાથે શાક ખાઇ કાલેરા જેવો રોગ થાય તે કોને ગમે!

(સ્વગત—(પ્રેક્ષક પ્રત્યે)

" શંડનાને અવળું તો લાગ્યું, તોપણ સવળું સુઝાડું, ખુબ જમાડું અને પછી રાત્રે મારી મરજી માફક રમાડું, એટલે આ મારૂં ઉકળતું હૈયું થશે તાઢું? (પ્રકાશ) તેમના સામું જોઇ.)

" ભાઇઓ, અવળું સમજયા, પણ એનો સવળો અર્થ એટલોજ છે કે, જયારે શાકના સ્વાદને લીધે વધારે જમાયું તો પછી ઉનાળાનો દિવસ અને પછી ગળા સુધી લીધું હોય, જેથી અકળામણ આવે, તેને લીધે પાણી ખુબ પીવાય, એટલે એકદમ બધાનાં રાત્રે સાથે પૂળડાં છુટી જાય, તેમાં મારૂં શું

જાય, તેથી બાઇ હસતાં આમ કહેવાય ? ખોટું ન લગાડશો હોંકે ? સાલી, જીભને ઝાલી રાખું છું, પણ બસ રહેતી નથી. પણ હવે નહીં બોલું, બાઇ, જમી રહયા હો તો સર્વને રજા છે, કામ પડે તો સત્રે બોલાવજો ! ( સર્વે જાયછે )

પ્રવેશ ૪ થો—સ્થળ જાનીવાસો કમાડ બંધ.

દુર્યોધન—મામા અરેરે મરી ગયો રે.........

શકુની—અલ્યા શું થયું, કાંઇ ચેટક બેટક વળગ્યું કે શું !

દુર્યોધન—હાય, મારા બાપરે......એ......એ નખોદિયો મામો સમજતો નથી, પણ કોઈ હોય તો આવજો, મારો તો જીવ જાય છે રે બાપ.........

કરણ--અલ્યા મારો પણ જીવ ફરે છે, અને ઉલટી પણ થઇ જાયછે !

દુશ્યાસન--અરે હાય ! મને તો ચુંકથી રહેવાતું નથી રે...બાપલીયા

શકુની--મને પણ જાણે ધરતી ઊથલ પાથલ થતી હોય તેમ થાય છે ઓ... મારા બાપરે—

( એક પછી એક ઓક, ઓક, એમ ચિન્હ કરતા હોય. બિયો હોઇઆં, હોઇઆં કરી સઘળાં ઉભેથી ગબડી પડતા હોય તેમ અંદરથી અવાજ થાય છે તેટલામાં બળીભદ્ર આવીને બહારથી કમાડ ઠોકે છે, અને)

બળીભદ્ર—અરે ! તમને બધાંને એકાએક શું થઇ લાગ્યું છે ? અને જેમ ચોર કે ભૂતથી ભડકી મરતા હો, તેમ બૂમરાણ કરી બારણાં કેમ બંધ રાખ્યાં છે ? ઉઘાડીને વાત કરો, રોજ આમ કરો તે કાંઇ સારૂ દેખાતું નથી, અને ઉલટા હલકા બનોછો જેથી મારા મનને પણ ખોટું લાગવા જેવું થાય છે !

(એટલામાં લોકો ભેગા થાય છે, તે વેગળા ઉભા રહે છે, તેમને કૃષ્ણ આવીને બોલાવે છે.)

ગાયન ૪૫

કૃષ્ણ--સરવે શું મન શરમાવો—અહીં આવો. ટેક.
હજુ વેવઇઓ છે હલેતા—નથી ડરતા કરતાં ફજેતા.
કેવા બાળક થઇ જુવો બેઠા—અહીં આવો. ૧

બળીભદ્ર--(પાસે આવી) મશ્કરી કરવા કેમ આવ્યો—જા ઘેર કોણે પોલાવ્યો.

કૃષ્ણ—શા કારણથી સપડાવો—અહીં આવો. ૨

" દિન ત્રણ થયાં ન ઉંઘાયે—નિત્યે નહીં આવું હાવે,

થાય ખેલ જ્યાં જોવા જાશે—અહીં આવો. ૩
કદિ પડે જો તોલ તમારો—તો વેવઇઓને વારો.
જાય જોવા જગતનો પ્યારો—અહીં આવો. ૪
(લોકો એક બીજાને અરસપરસ શું છે, એવી રીતે પૂછે છે, એટલામાં પ્રવેશ કરી.)

વિદુષક— ગાયન ૪૬

ભાઇ આવો અહીં જુવો તમાસો,
ખરો ખેલ મચ્યો ખુબ ખાસો—ભાઇ ભાઇ—ટેક.
સપુત વેવઇ રાય શોધી લાવ્યા છે,
નહીં જુવો તો પાછળ પસ્તાશો—ભાઈ ભાઇ, ૧
જાતો કેવી જાન ઉઘાડી પાડે,
કરો દર્શન લાડુ આજ ખાશો—ભાઇ ભાઇ. ૨

(લોકો પાસે આવે છે, અને દુર્યોધન અંદરથી બારણું ઉઘાડી બધા બહાર આવે છે, જેથી બળીભદ્રના રક્તનેત્ર દેખી)

દુર્યોધન—બળીભદ્રજી, આપ સાંભળો, અને પછી આવડો બધો ક્રોધ કરો ?

બળીભદ્ર—ભાઇ, સાંભળ્યું હવે, તમે તમારી મેળે કન્યા લેઇને વિદાય થઇ જાવ, એટલે હમારા કુજેતા ઓછા થાય ! આ બાબતનું તમને તો કાંઇ નહીં, પણ શું કરીએ કણેકમાં પાણી પડ્યું એટલે લાચાર છીએ ?

કૃષ્ણ—હા, હા, રોજ રોજ સાંખી રહીએ છીએ, પણ તે તો હવે આ. પણને ફાવનાર નથી ?

વિદુષક—રાજાજી, આવા ગમાર ખમારને તે વેવઇ શોધતા હોઇશું કે, સાલાનિર્લજને લાજ નહીં, અને તેમનાં મોઢાં જોયાં હોય તો, રોજ અગિઆરશો કરવી પડે? તે વળી તમારે ઘેર અધર્મિનાં પગલાં, તે એક દિવસ સુખે બેઠાજ નહીં ?

દુર્યોધન—(તે સાંભળીને) ચૂપ, ચૂપ, ગુમાર. શું બોલે છે !

વિદુષક—ચૂપ. અને સૂપ, તે તો તારે ઘેર, પણ અહીં તો જેવું હશે તેવું કહેવાના ! સાલા આખલીના, હરામખોર આંધળાના, (પાછો વળી ચાલવા માંડતાં) જા ભઇ જા, એટલેથીજ ગાડી વાળું છું, પણ મને તો એમજ સુજે છે કે આ મોઢું કન્યા લેઇને જાય તેમ કાંઇ લાગતું નથી, ખરી વાત કહું છું હો કે !

બળીભદ્ર—(દુર્યોધન પ્રત્યે) રાજા, તેના બોલવા સામું ન જોતાં કાલે વસંત ચડાવી જજો, અને સુખે કન્યા લેઇ ઘેર પહોંચી જાવ, એટલે મને તો સાતે જનમનું સુખ મળ્યું એમ માની લેઇશ !

દુર્યોધન—રાજાજી, તમે બધા બોલો છો, તેથી હું સળગી જાઉં છું. અને મારૂં કોઇ સાંભળતું નથી, પણ કાલે શાક જન્યા હતા, તેણે તો થાખો વાળ્યો, અને ઝાડો ઉતરી થઇ ગઇ ને શાક તો હાલ ક્યાંએ ગયું. અને ભુખ લાગી છે?

કૃષ્ણ—જાવ ભાઇ, બસ હવે જાણ્યું કહ્યા પ્રમાણે વરતી ચાલ્યા જાવ?

કરાણુ—સારૂં, કાલે વસંત મોકલાવીશું, અને તમો પણ તેને લગતી સઘળી ગોઠવણ કરી રાખજો, એટલે થયું? (જાય છે)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ભોંયરૂં અને બગીચો.

કૃષ્ણ—(પ્રવેશ કરી ઘટોત્કચ પ્રત્યે) ભાઇ, કાલે સુરેખાને માટે તેની સાસુ વસંત લેઇ આવનાર છે તો તેમાં કંઇપણ જેમ સાધવો ઉચિત છે, પછી ગઇ તકતો જોશી પણ ન વાંચે? માટે કાંઈ પણ યુક્તિ કરી, કન્યા હરી લાવવી એ કર્તવ્ય તારૂં છે. પછી તો જેવી તારી મરજી?

ઘટોત્કચ૦—મહારાજ? સારૂં થયું તે મને ખબર આપી? નહી તો હું એ વાતથી ગાફલ હતો, પણ આ કામ કરવામાં આપ ખુશી છો કે નહી તેવી ચોકસ ખાત્રી અત્યાર સુધી હમોને નહોતી તે હવે નક્કી સમજાયું કે તેમાં આપની મદદ સારી છે, માટે હવે તેનો ઘાટ ઘડું છું, અને કાકિને સર્વ વાતે વાકેફ કરૂં છું!

(કૃષ્ણ વિદાય થાય છે, અને સુભદ્રા પાસે આવી)

ઘટોત્કચ૦—કાકિ, કૃષ્ણ મામા કહી ગયા કે કાલે ભાનુમતિ વસંત ચડાવા જવાની છે, તો હું પણ વસંત ચડાવા જાઉં, અને ભાભીને સારી રીતે ભમાવી ભાવીમાં લખેલો ભરથાર જે આપણો અભિમન્યું, તેનો ભેટો કરાવી દેઉં તો કેમ?

સુભદ્રા—હા, ભાઇ તે તું કરે તેમ છે પણ વસંત ચડાવા જતાં તને ઓળખી જશે, તો પછી આપણે ફાવવાનાં નથી?

ઘટોત્કચ૦—કાકિ, કેમ ભુલો છો? જેવી રીતે આ વેવઇ વેવણોને છેતરી ધન હરી લાવ્યો, તેમ ભાનુમતિનું રૂપ લેઇ વસંત ચડાવાનાં પૂછવાને બહાને સુરેખાનું હરણ કરી લાવીશ.?

સુભદ્રા૦—ત્યારે તો ઠીક ભાઈ, તેં તારૂં ભ્રાતત્વ જાળવવામાં તારા દેહની પણ દરકાર ન કરતાં, તન મન અને ખંતથી પ્રયાસ કરે ...તો વાળવા હમો અનાથને પરમેશ્વરે શકિતમાન

સરજ્યાં નથી ! નહીં તો વળી એકજ દુધના એ ભાઇઓમાં પણ સંપને ઠેકાણે કુસંપી કાંટાના કયારા વવાએલા જોવામાં આવે છે, કે જેને માટે પોતાના કુળની કોમળ વેલી જડ મુળથી ઉખેડી નાંખે છે ! જુવો, સુંદ અને ઉપસુંદ બંને સગાભાઇઓએ એકજ કન્યા માટે પોતે અમર છતાં ક્રોધને વશ થઇ પોતાના અમુલ્ય આત્માનો ભોગ આપ્યો ! વળી આપણાજ કુળમાં તમારી માફક દુર્યોધનાદી સો કૌરવ, અને યુધીષ્ઠરાદી પાંચ પાન્ડવમાં કેવો સંપ છે? તે આપણું તો નહીં પણ જગતનું પણ અજાણ્યું રહ્યું નથી, પણ તેને લગતી કાંઇ પણ અસર ન થતાં તેં તારી ફરજ બજાવી છે, અને હજુ પણ બજાવે છે, તે તારી જનેતાને હજાર વાર ધનવાદ છે ! માટે જા ભઇ તારા આધારે આવા દુ:ખના દરિયા ઓળંગી સુખ રૂપ કિનારો મેળવવા આશા રાખીએ છીએ ?

ઘટોત્કચ—કાકિ, એમાં મેં કાંઇપણ વિશેષ કર્યું નથી, ભાઇ, એ તો શાસ્ત્રમાં જમણા હાથની ખોટ પૂરી પાડે છે, તે ફરજ બજાવવી એજ મારા જેવા ખરા સગાનું કર્તવ્ય છે, પછી સ્વાર્થનાં સગાં તો ઘણાં મળે છે, પણ આવા સંકટમાં સહાય કરે એજ સગો ? માટે હવે રજા લેઉં છું ?

સુભદ્રા—વારં. ભાઇ ફતેહ કરી વહેલા પધારજો ?

(ઘટોત્કચ ભાનુમતિનું રૂપ લેઇ જાય છે)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—બળીભદ્રનો મહેલ-રેવતી.

ભાનુમતિ—(પ્રવેશ કરી) વેવણ. આપના તરફથી ફરમાવ્યા પ્રમાણે અમોયે સર્વ સોઇ તૈયાર કરી છે, અને સાડી, જણુસો, લુગડાં વિગેરે હમારા નામ પ્રમાણે લાવ્યાં છીએ, પણ કોઇ વાંધો નાંખે તો હમારા તથા તમારા નામને એબ લાગે માટેજ કહેવા આવવાને પ્રથમ જરૂર પડી ?

રેવતિ—હેં, એ તે શું બોલ્યાં ! તમો તમારા ઘરની શોભા પ્રમાણે કરશો, વળી તે છોકરૂં તમારૂં છે, તેમાં વળી કોઈ વાંધો નાંખે અને અમે તકરાર કરીએ એવું તે વળી બને કે ? જાવ, તમે તમારે સુખેથી આવી વસંત ચડાવી જાવ ?

ભાનુમતિ—વારં, આપણી સુરેખા કયાં છે ? તમારો મહેલ જોવાની મુને ઇચ્છા છે તે સાથે આવી દેખાડે ?

રેવતિ—બ્હેન, સુરેખા ક્યાં ગઇ?

સુરેખા—(આવીને) આ આવી ફરમાવો માતુશ્રી?

રેવતિ—આ તારી સાસુ આવ્યાં છે, તેમને આપણો મહેલ, બાગ વિગેરે અંદર જે જે રચના છે તે સાથે જઇ દેખાડ?

સુરેખા—સારૂં માતા જાઉ છું! (બંન્ને જણ જાય છે)

ભાનુમતિ—સુરેખા, ક્યાંથી જવાનું છે?

સુરેખા—(આંગળી કરી) આ દાદરથી ચડી ઉપર જવાય છે, ચાલો!

(બંને દાદરપર ચડે છે, અને ઉપર સર્વ રચના જોતાં જોતાં બાગમાં આવે છે, અને ત્યાંથી પોતાના મૂળ સ્વરૂપે (ઘટો-ત્કચ) બની સુરેખાનું હરણ કરી અદર્શ થાય છે, અને પછીથી પોતે સુરેખાનુંરૂપ લેઇ એકલી નિચે ઉતરે છે.)

સુરેખા—હાય, માતા મારા પેટમાં કાંઇક થાય છે, અને મારો જીવ ગ-ભરાય છે, ચેન પડતું નથી, માટે મારે તો સુઇ જવું છે?

રેવતિ—બ્હેન, તારી સાસુ તારી જોડે હતાં તે ક્યાં ગયાં?

સુરેખા—અરે સાસુ તો ક્યારનાંએ સધારી ગયાં, પણ તું મને કાંઇ એકાન્ત સુવાડ, નહીં તો મારો પ્રાણાંન્ત નજીક આવ્યો છે!

રેવતિ— (સ્વગત)

હાય! લગ્નમાં આ શું વિઘ્ન! અણચિંતવી ઉપાધી ક્યાં આવી પડી; અને દૈવે શું ધાર્યું હશે!

પ્રકાશ.

" અરે, દાસી ક્યાં ગઇ?

દાસી—બાઇ સાહેબ, ફરમાવીએ?

રેવતિ—જા, જલ્દી સુરેખાના પિતાને બોલાવી લાવ? અને કૃષ્ણ પણ હોય તો બોલાવતી આવજે?

દાસી—સાર, બાઇ સાહેબ! (જાય છે) અને

(રેવતિ સુરેખા પાસે આવી ખોળામાં માથું લેઇ-રડતાં)

ગાયન ૪૭

રેવતિ—

બેટી બે શુદ્ધ શાથી બની છે—પ્રાણ પ્યારી—હે કુમારી.
ગતિ બંગ અપંગ થયેલી—કે શું ઘેલી બનેલી બ્હેનેલી.
પ્રાણ પ્યારી..................હે કુમારી. ૧
(એટલામાં બળીભદ્ર આવે છે તેમના સાથ જોઇ)
બોલાતું નથી બ્હેનથી—બોલાતું બહુ વારથી.

બળીભદ્ર—રે, રે, કહે ઝટ શામની—કૃત્ય બન્યું છે કયારથી
મારી છોકરા સમ હતી છોડી—દુષ્ટ દેવે તે આશાઓ તોડી
પ્રાણુ પ્યારી..............કહે કુમારી. ૨
મૂખ માગ્યું લાવી દઈ—જેને લાડ લડાવતાં
તે મમ્ રતન પડી અહીં—અમને આમ રડાવતાં
બૂંડા ભાગ્યની કહું કયાં ભવાઇ—ગતિ કિરતારની ત્યાં નવાઇ
પ્રાણુ પ્યારી..............કહે કુમારી. ૩

(એટલામાં કૃષ્ણુ આવે છે)

કૃષ્ણુ—ભાઈ, બ્હેનને શું થયું છે! અને શાને માટે રૂદન કરો છો, છાના રહીને વાત કરો ?

બળીભદ્ર—ભાઇ, તારા એક લાખને આઠ હજાર છોકરા મે ઉછેર્યા, પણ તારાથી મારી આટલી એકેએક છોકરીની પણ ખબર જોવાવી નથી ?

કૃષ્ણુ—હા, ભૂલ થઇ, પણ કહો તો ખરા કે શું થયું છે?

બળીભદ્ર—કયારની બોલતી નથી, માટે કોણુ જાણે શું થયું હશે !

કૃષ્ણુ—ભાઇ, એમાં ઓછું શાને માટે લાવો છો ! હમણાં સારૂં થઇ જશે !

(એમ કહી પાસે આવે છે અને ઓળખતાં છુપી રમત કરે છે અને મંત્રીને પાણી પાય છે, જેથી સાવચેતીમાં આવનાં)

સુરેખા—(બેઠી થઈને) માતા, મને કૃષ્ણુ કાકાએ પાણી પયું, તેથી સારૂં છે અને જરા ભૂખ પણુ લાગી છે, તો કાંઇ થોડુ ખાવા ને આપશો ?

રેવતિ—(બળીભદ્રના સામુ જોઇ) લ્યો, સુરેખા બ્હેનનું શરીર સુધરવાથી કાંઇ ખાવાનુ માંગે છે?

બળીભદ્ર—ઠીક, આપો, લ્યો આ કુંચી, અને પેલા જાનને માટે કરેલા પકવાનનાં સાત ઓરડા ભર્યા છે, તેમાંથી તેની નજરમ આવે તે ખાવા દો ?

(કુંચી આપે છે, તે લેઇ ઓરડામાં જઈ કુત્રીમ સુરેખા સરવસ્ર ખાઇ જાય છે, અને પાછળથી બળીભદ્ર આવી જુવે છે તો ખાલી દેખાને)

(સ્વગત)

બળીભદ્ર—

હાય, આ તે દિકરી કે દાનવ? હાય, આ તે સુરેખા કે મ.રે, કૃતશત્રુ? હાય, આ તે બાળક કે બોતેર ગામ ઉજડ કરનાર જક્ષણી, કે મારી એકાદશ ક્ષોણી જાનના માણુસેસાથ છપન કોટી જાદવની કરેલા રસોઇ એક દિવસમાં આ અજ્ઞાન છોકરી ખાઇ ગઇ? માટે કાંઈક વહેમ, વહેમ, [illegible]

વહેમ? પણ હવે શું કરવું, તેટલું બનતાં કેટલા દિવસ જાય? હાય! આવી દિકરી ન હોત તો પણ શું અવાર રહેવાનું હતું? ખરેજ આ દિકરીએ મારી પ્રસરેલી આબરૂને પાણીમાં બોળી! હાય, મારા જાદવ કુળની જ્યોત રૂપ ગાદીના તેજને ઝાંખી કરી! હાય મારી યોગ્ય ઉમર થયે એબ લગાડી, દેશ પ્રદેશમાં ડંકા વગાડયા, શત્રુઓ હસાડયા, લગ્નના રંગ બગાડયા, અને મારા જેવા ઉમંગીને પથ્થરની જમીનપર પછાડયા! (કૃષ્ણ ઉઠીને પાસે આવે છે અને)

કૃષ્ણ—મોટા ભાઇ આટલા બધા ક્રોધાવેસમાં કેમ આવી ગયા છો? છોકરી આટલું ખાઇ ગઇ તે માન્યામાં આવે? જરા તે વિચાર કરો? તમારો મિથ્યા લવારો કોણ માનનાર છે? આવું કરી છોકરીને સતાવો છો, તે જરા શરમ નથી આવતી! છોકરી સાત ઓરડા પકવાન ખાઇ ગઇ, પણ તમે એક તો ખઇ જુવો, કેમ ખવાય છે! માટે પોઢવા ચાલવા વિના ઝટ બીજે પાક તૈયાર કરાવીલ્યો નહીંતો ફજેતીગો લુંટાશે?

બળીભદ્ર—(પ્રેક્ષક પ્રત્યે) કોણ માને? ચોરની મા કોઠીમાં રડે, અને દિકરીનો બાપ છેક સાતમા ઓરડાના ખુણામાં રડે, માટે તેની જમાદ્રક દેવ અને દાનવને, ગ્રહસ્થ અને ગરીબને, રાજા અને પ્રજાને જેને પેટ દિકરી છે, તેમાંનો કોઇપણ સુખીયો નહીં હોય, તે આજ સિધ્ધ થયું? માટે પુત્રી જન્મ્યા કરતાં પથ્થર સારો, અગર વાંઝીયા સારૂં, પણ દિકરી પેદા થઇ કવચિત કુળને ખામી લગાડે, જેથી ન હોય એજ સારૂં? વળી કદાચ તે સારી નિવડેતો જમાઇ તેવો નિવડે! વળી તેને માટે શાસ્ત્રમાં કહેલું છે કે जामाता दशमो गृहः તે પ્રમાણે નવ ગૃહ સાર્વડો, જાણું છે, કે તે શશી હોય ત્યારે કેવા પિડે છે ત્યારે આ દશમો ગૃહ કેમ ન પિડે?

(એટલામાં છડીદાર આવી રાજા પ્રત્યે)

છડીદાર—મહારાજા, કૈરવ લોકો વરઘોડો લેઇ નજીકમાં આવી ચુક્યા છે તો હવે શું હુકમ?

બળીભદ્ર—જાવ, ઘરમાં ત્રિ મંડળમાં ખબર આપોકે, વર રાજાને પોંકતાં વાર ન લગાડે? અને વસ્ત્ર શણગાર પહેરીને તૈયાર થાય? પણ લુલી છીએ લાંછન ભર્યા શબ્દો ગાવામાં વાપરે નહીં!

છડીદાર—સારૂં, મહારાજ. (જાય છે.)

(મુરૂવે તૈયાર થાય છે, અને વરરાજા જાન સાથે વેશણે આવી ઉભા રહે છે.) અને

ગાયન-૪૮

કે-સ્ત્રિઓ—
આવ્યો બારે હુમલો હમારોરે—નહી નમે આશરો તમારોરે.
પાણી પૂર પાડવા નહી બારેરે—ચાલો જલ્દી નિકળોને બ્હારરે.
જાદવ સ્ત્રીઓ—વડીલ વેવણો કરૂં વીનતિરે
વધુના જીભ તમે વાપરોરે બસ—હમારા જાદવ જોરાવરારે,
કાન નાક આપનાં કાપશેરે કચ—વડીલ.

ગાયન ૪૯.

કે-સ્ત્રિઓ—પોંકો, પોંકો, વેવણો તમે વાર ન કરોરે
જાણુંછેકે જાનૈઓ તો બીજણી ખરોરે-પોંકો, પોંકો.
જો વાર વધારે થાશે-તો દુર્યોધન ચિડાશે
જાદવ સ્ત્રિઓ-તેમાં શું હમારૂં જાશે (૨)
કે-સ્ત્રિઓ—ઉભી રાખી જાનને શું ફોગટ ફરોરે-પોંકો, પોંકો.
જા. સ્ત્રિઓ—શું મન ભાવે તે ભાખો-ઘોડે તો બાંધી રાખો
વિદુષક—વરને ખાડામાં નાખો......
જા. સ્ત્રિઓ—નથી તમારાં ડબેલ તે કહેછો ખરોરે—
કે સ્ત્રિઓ—.................પોંકો, પોંકો.

(એટલામાં બળીભદ્રજી આવે છે અને)

બળીભદ્ર—ચાલો જલ્દી કરો ? હવે મોડું થયું ? ગોર, ઝટ પેંકાવી લ્યો!
(ગોર રેવતિ પાસે વરને પોંકાવે છે, ત્યાર બ.દ્ર માંહ્યરામાં લાવી પુજન કરાવે છે.) અને

શ્લોક ૭૬

मुस्ते एक मयुर पिच्छ वरवे, कच्छेज पितांबरे
हस्ते अ कुशळांद पद्म फरसी दंते हिरा जळकतो.
पाये पिंजर घुघहर रणझणे, कांठे सदा माशितो
असा देव गणेशतुं मयूरा: कुर्यात् सदा मंगळ.

" સમે વરતે સમય, કાળી કંઠી સાવધાન, પાણી વળુતા પ્રાંચનો સમય......બાઇ કન્યા પધરાવો ?
(સુરેખાતે મામાં ન હોવાથી પ્રદુમ્ન લાવી કુત્રીમ કન્યાને પધરાવે છે. અને હસ્ત મેળાપ થતાં (ઘટોત્કચ)કન્યા લક્ષ્મણુને નખ દેછે, જેથી)

**લક્ષ્મણ**—ઓ બાપરે ?

**શકુની**—કેમ ભાઇ, શું થયું ?

**લક્ષ્મણ**—(હસીને) એતો અત્યારથી લાડ કરી નચાવે છે ?

**દુર્યોધન**—મામા, છોકરો સમજે છે ખરો, પણ ગંભીરતા પકડતાં આવડતી નથી

**દુશ્યાશન**—હોય, બાળકતો એવાંજ હોય ! આપણે પણ બાળપણમાંતો તેથી પણ ભુંડા હોઇશું ! એતો વળી હસી વાળે છે એટલે ઠીક છે।

**વિદુષક**—વાહ: પ્રભુએ પતિનો પત્નીનો મેળવ્યો ! વળી તેનું શરીર ચોમાસાના દિવસમાં રાખોડીના ઢગલામાં ફોરાં પડે, અને તે ઢગલાંનું તેજ ચળકતું આવે, તેવુંજ જાણે ઝળહળતી જ્યોત ! પણ ઠીક, પ્રભુએ આ વખતનો કન્યા પણ તેના જેવીજ મેળવી છે ? પણ હમણાં ન બોલુ !

**કરણ**—હેં, હેં, અલ્યા, શું બકે છે ? કન્યા કેવી છે ?

**વિદુષક**—જાવરે મારા સાબ, હું મારી મેળે ગમે તેમ બોલું છું, તેમાં વળી હેં, હેં, એતે હું કંઇ ગાંડા બાંડા વિચાર કે શું પણ હું તો નાનો હતો ત્યારેતો ત્રીકાળ જ્ઞાની હતો તે સુઝતું હતું પણ હાલતો બેભાન થઇ ગયું છે છતાં એવું તો લાગે છે, કે આ વરરાજા હમણાંથીજ પાછા જતા રહેતો કેવું સારું ?

**દુર્યોધન**—બળીભદ્ર આ આમ કેમ બોલે છે ?

**બળીભદ્ર**—ગાંડા સમજીનેતો ગમ્મતની ખાતર રાખીએ છીએ, પછી શું ઇ તેના ગામ જુદાં વસતાં હશેક ?

**બ્રાહ્મણ(ગોર)**—ભઇ મારે આશિર્વાદ દેવો છે, તે પછી ગડબડ કરો !!

**દુર્યોધન**—હા મહારાજ આશિર્વાદ દો, ફતેહ થાય !

**બ્રાહ્મણ**—(ગોર)—આશિર્વાદ.

સજોડે સાજા તાજા-વગાડો વિધ વિધ વાજા
ચેતજો વેળા વરરાજા-આપો દક્ષણા રહે સૌ માઝા

(બળીભદ્ર તથા દુર્યોધન દક્ષણા આપે છે, ત્યાર બાદ વરકન્યા સામસામી કંસાર ખવરાવે છે, ને વખતે કન્યા વરને માયાવી દેહ દેખાડે છે જેથી વરરાજા ભડકી ઉઠી નાસે છે અને)

ગાયન ૫૭.

**લક્ષ્મણ**—(કુદતાં)

મામાને પરણુ રે-રાંડ છે કાળી કલાડી

શકુની--મેર મેર છાનો મેર..........

લક્ષ્મણ—...........પીળા ડોળાની બબાડી
કન્યા છે કુતરીરે-હાય જુવો બાડી બબાડી

શકુની—એવી તારી મા હશે ઘેર........

લક્ષ્મણ—બાળું હું ભુંડણ ભૂખાળી—રંગે કાળી

શકુની—બેસ બબાડી,

લક્ષ્મણ—નથી ખમાતું-ઉઠું છું......

શકુની—........મરને હેઠો-મૂર્ખો છે તું

લક્ષ્મણ—હાય બાપ, હાય બાપ
મામા ન પરણું રે-શું નાખવો છે મારી.

દુર્યોધન—મામા, આશું! કાંઇ પ્રેત બેત વળગ્યું કે શું?

ભાનુમતિ—હા, હા, કાંઇ છે તો એમ, મારા દિકરાને કાંઇ નજર લાગી કે કોણ જાણે શું થયું !

કરણ—તમારાં સર્વનાં ડહાપણ રહેવાદો, નહીં તો આ મોઢે ચડાવેલો છે કરો બળીભદ્રના કુળની કન્યાને આવું કહે તે કોઇ સાંખે નહીં. અને વળી જાણ થશે તો જોવા જેવું થશે !

બળીભદ્ર—(પાસે આવીને)હેં, આટલો બધો ઘોંઘાટ શાનો થતો હતો! અને વરરાજા કેમ ઉભા થયા છે, અને શું બોલતા હતા !

શકુની— (સ્વગત)
હાય, નખોદ વાળ્યું, રાંડનો જંપ્યો નહીં અને હમણાંજ જાદવ જાણશે તો અમારાં ઘોળાં પળીઆમાં ધુળ ભરવા વખત આવશે, પણ કાંઇ કરણ સમજાવે તો સારૂં.

બળીભદ્ર—(ક્રોધમાં)કેમ કોઇ જવાબ નથી આપતું, શું છે ?

કરણ—કાંઇ નહીં રાજાજી, મેટાના છોકરાં, અને વળી તેમાં મોઢે ચડાવેલાં, એટલેતો જાણો છોને ! એમાં આપને કયાં કહેવું પડે તેમ છે ?

બળીભદ્ર—નહીં, કાંઇ ભેદ છે, ખરૂં કહીદો, નહીં તો આબરૂ ભેર પાછા ફરવું મુશ્કેલ છે ? શું સમજો છો, તમારા મનમાં, આવ્યા છો તે દિવસના જંપીને બેઠા નથી, તેમ બેસવા દીધા નથી, અને એજ તમારા કુંવરતા તે અત્યાર સુધી ?

કરણ— (સ્વગત-પ્રેક્ષક પ્રત્યે)
મુર્ખ મા, બાપ પોતાનાં બાળકોને નાનપણથીજ જોઇએ તેવી છુટ આપી લાડ લડાવે છે. અને પૂર્ણ કેળવણી આપતાં

નથી, તો તે બાળકો ત્યારથીજ સ્વતંત્રતાને સ્વાધીન થઇ, યોગ્ય ઉમરમાં આવતાં માબાપનું અપમાન કરી, ખરાબ સંગતમાં પડે છે. જેથી દુરાચારી, વ્યભિચારી, કૃતઘ્નિ, અધરમિ અને વ્યસની બની પોતાના કુળને ખામી લગાડે છે, અને સાત પેઢીની મેળવેલી આબરૂ, તથા પુંજીને પાયમાલ કરે છે. તેનું કારણ એટલુંજ કે, જો માબાપ કેળવાએલાં હોયતો છોકરાં કેળવાય, અને સદ્‌ગુણ મેળવે, પણ તેમણેજ નાનપણથી સારૂ સારૂ ખાઇ, પોતાની મરજી પ્રમાણે મોજ શોખ માણ્યો હોયતો તે પોતાના ફરજંદને કેટલી કેળવણી આપે ? માટે તેવીજ રીતે આ પરીણામ આવ્યું છે, પણ શું કરવું, સાથે આવ્યા તો સાચવવું !

(પ્રકાશ બળીભદ્ર પ્રત્યે)

કાંઇ નહીં રાજાજી, એતો એનું શરીર બગડ્યું છે, તેથી ઉતાવળ કરી ગોરને ત્વરા કરવા સુચવતો હતો !

બળીભદ્ર—મહારાજ, હવે ઉતાવળ કરો !

બ્રાહ્મણ—ઠીક, મહારાજ !

(એટલામાં કન્યાનું સારૂ મોઢું જોવામાં આવતાં લક્ષ્મણ ખુશી થાય છે અને ઉભો થઇ કુદતાં)

### ગાયન ૫૨.

લક્ષ્મણ—

વાહરે વાહ હું ભોગીને યોગ્ય આ નારી છે સારી,
બાબા તમારા છે સારા વિચારો—હવે ન બીહું બધો દેખો મારો
પલકે છે મુખ જોઇ પ્યારી—આ કોમળ કુમારી—મારી મને કામ
કટારી—વાહરે વાહ—૧

વદન સુધાકર, બદન મનોહર—મારે છે મોહિની મીઠી નજર કર,
મારા દિવાને મા મ્હારી—નથી આવી નારી—મળી મદમાત ?
દુલારી વાહરે વાહ—૨

કૃષ્ણ—(બળીભદ્ર પ્રત્યે)ભાઇ, આ વરરાજાતો કાંઇ ગાંડો બન્યો હોય એમ લાગે છે, માટે ગોરને કહો કે ઝટ મંગળ ફેરા ફેરવી વિદાય કરે !

બળીભદ્ર—(ગોર સામુ જોઇને) મહારાજ સાંભળ્યું કે !

ગોર—હા, હા, હું પણ સમજુછું !

(ગોર મંગળ ફેરા ફેરવે છે, તેમા પ્રથમ મંગળે સરખી જોડી દેખાડી, બીજે મુઠ મોટી કન્યા દેખી, અને ત્રીજે હાથ મોટી દેખી, જેથી સર્વેને વહેમ પડતાં)

બળીભદ્ર—અરે, અસુર કરો, આંઇ કપટ છે !

એમ કહી ખડગ ખેંચી ઘા કરવા જાય છે, તેટલામાં ઘટોત્કચ લક્ષ્મણાને લેઈ પોતાના મુળ સ્વરૂપે પ્રગટ થઈ બહાર નિકળે છે, અને માયાથી અંતરીક્ષ ઉભો રહે છે, અને)

ગીતિ.

અભિમન્યુનો બાંધવ-ભીમ પુત્ર હું ઘટોત્કચ છે નામ
ત્રણ દિવસ દુઃખ દિધું-હરણ કર્યું તે આ બંધાનું કામ.

અલ્યા એ કૌરવો, સિંહની બોડમાં હાથ ઘાલી કોણ સુખી થયો છે ? સાપની દાઢમાં આંગળી ઘાલી કોણ બચ્યો છે ? શુદ્ધ ક્ષત્રિની જોડે વૈર બાંધનાર બાયલાઓ કે દહાડે સુખે સુતા છે? મુર્ખો વિદ્વાનને કે દહાડે જીત્યો છે ? તેમ આ શુદ્ધ ક્ષત્રિઓની કન્યા રૂપ મણી, તમારા જેવા રાંકડાઓ કે દહાડે વાપરવાના છે ? માટે જો જનેતાને ધાવી આટલી ઉમરે આવ્યા હો, તો ક્ષત્રિય વટ દેખાડી કન્યા લ્યો ! નહીંતો ધિક્કાર છે, તમારાં ટોપ બકતરો પ્હેરી વરને ઘેરથી તેમની માને પરણવા જાય તેમ ઉમંગાવી લાવનારને નાદાન !

દુર્યોધન—(ઉંચુ, તેની સામુ જોઇ) શાણા શુરવિરો, તમે તમારો ધર્મ સાચવી અમારા જેવા અજ્ઞાત્માને યોગ્ય દંડ આપ્યો છે? તમો ઉત્તમ કુળના ક્ષત્રિયછો, પ્રતિષ્ઠિતછે. ધાર્મિકછો, અને ન્યાયી છો, માટે માન પ્રતિષ્ઠા જાળવવાની ખાતર આ કામ કરવું છોડી દો ! તમને લાંછન લાગે છે ? જેના હાથમાં આયુધ્ધ હોય છે, તેના પરજ વિર પુરૂષો ઘા કરે છે, માટે તે ધર્મ વિચારી પુત્રને ઘા નહીં કરતાં છોડી દો !

ઘટોત્કચ—પાપીઓ, રાવણ મરણાધીન થતાં બ્રહ્મણોને રાજય આપવા કહેતો હતો, તેમ આ વખતે તમો ધર્મનું સ્મરણ કરોછો, તે ઠીક છે ! પણ રજસ્વળા માતા દ્રુપદીને બળાત્કારથી ચોટલે પકડી સભામાં ધસડતાં આણ્યાં ત્યારે, શકુનીની સલાહથી યુધિષ્ઠરને જુગટું રમાડી કપટથી હરાવ્યા ત્યારે, ભીમસેનને ઝેર ખવરાવી નદીમાં નાખ્યા ત્યારે, વારણાવત ગામમાં લાખો ભૂવનમાં પાન્ડવોને પ્રપંચથી સુવાડી પાવકથી સળગાવ્યા ત્યારે, સભામાં પાન્ડવોને તેમ સતિ દ્રુપદીને વિષ રૂપ વચન સંભળાવી નવસો નવાણું વિર ખેંચી સતિની આબરૂ ઉઘાડી કરવા પ્રયત્ન કિધો ત્યારે, અને ગમે તેવા શત્રુ પણ પિત્રાઈ પક્ષમાં કરેલ વેવઈશાળ વાળી કન્યાની અપેક્ષા રાખી જાન લે

ઇ અને આવ્યા ત્યારે તમારો ધર્મ ક્યાં ગયો હતો ? તે હ જ તું તારા લાભનો ખાતર ગમે તેમ બોલી ધર્મની વાત કરે છે, તેથી તારૂં કામ પારપડનાર નથી !

ગાયન પર.

દુર્યોધન—

આપો પુત્ર અમારો એ શાણા પ્યારા આપો.—
ઘટે ન કરવું આવું ભાઈ તમોનેરે
તોલ ઘટે છે તમારો—એ શાણા પ્યારા આપો.— ૧
ક્ષત્રીનો વટ તમે સાચવ્યો સાચોરે
છુટયો અમારો જનમારો—એ શાણા પ્યારા આપો.— ૨
ભાગે ન ઘર મારૂં મહેર કરોનેરે
કરો એનો છુટકારો—એ શાણા પ્યારા આપો.— ૩
કૃત્ય અમારાના સામુ ન જોશોરે
બુડતાં પાપીને તારો—એ શાણા પ્યારા આપો.— ૪

ઘટોત્કચ—અરે દુષ્ટો, સુરેખા કન્યાનેતો શાણો અભેમન્યું પરણી બેઠો, પણ લક્ષ્મણ વરને પરણાવજો તેની માને અને ક્ષત્રિ હો, તો કન્યા લેવા આવજો ભાગોળે !

(એમ કહી લક્ષ્મણને ફેંકી દેછે, તે મંડપ આગળ આવી પડે છે ત્યાં તેની આગતા સ્વાગતા કરા બેસે છે, તેટલામાં દુર્લભગઢનાં કેટલાંક માણસો બહાર વટે પડી ત્યાંના દિવાને કરેલા અન્યાયને માટે ફરીઆદ કરવા આવે છે. તેમ દિવાનનો ખાનગી માણસ મુદતનો વધારો કરવાની ગોઠવણ માટે આવે છે)

ખા. માણસ—(દુર્યોધન પ્રત્યે)મહારાજ આપની સાનિધ્યમાં જરા વાત કરવી છે !

દુર્યોધન—(દુર જઇ)કહો બાઇ કેમ છે ?

ખા. માણસ—દુર્લભગઢના પ્રધાનજી માધવરામે મને મોકલ્યો છે, તેમની મુદત આખર દિવસમાં આવી છે તો કાંઇ ગોઠવણ કરી મુદત વધારવી એટલું માગણું છે ! લ્યો આ.

(એમ કહી દશહજારના તોડા આપે છે. તે દુર્યોધન લેઇને બહાર આવેછે)

નરવરલાલ—મહારાજ આ લોકો જે અરજ કરવા આવ્યા છે, તે હકીકત જગ જાહેર થઇ ચુકી છે, અને તે આપના મુખ્યા માધવરામ પ્રધાનના સુધારા, વધારા, અને અન્યાયથી ભરેલા ગોટાળાછે, વળી નગરવાસાઓ અરજ કરવા આવેલા છે, તેમની હકીકતથી પુરા વાકેફ થશો, તો આપને સ્હેજમાં ખબર પ

ડરો કે આપના બહાદુર દિવાન તેમ હાંકડા ફોજદાર અંદર અંદરથી મળીને કેવાં કાળાં કરી આ ગરીબ દુનિઆને ધાં ચમાં નાખે છે! વળી હમનેતો ખબરજ છેકે આ બાઇ (ખા નગી માણુસ સામુ જોઇ) કોઇ આબા છે, તે તેમનાજ હશે!

દુર્યોધન—ચાલો, નહોય તેનો માણુસ? અને જે હકીકત તમે દરશા વોછો તેની રૂબરૂમાં ફરીઆદ જોઇએ, તે ક્યાં છે? વળી હાલ હું દીલગીરમાંછું!

(નટવરલાલ નગરવાસીઓની સહીઓ સાથે અરજ અને પેલા કમીટ નહીં કરેલા કેસની ખાનગી જુબાનીઓ રજુ કરી દુર ઉભો રહે છે. અને પાસે નગર શેઠ માણેકલાલ, મોતીલાલ વીગેરે આવી ઉભા રહે છે, જેથી આપેલા કાગળ જુવે છે અને કરણના સામુ જોઇ.)

દુર્યોધન—કેમ કરણ, આને માટે શું ધારવું જોઇએ? કારણ દશ હજાર તો હમણાંજ મળ્યા, કહો તેમ કરીએ!

કરણ—બાઇ, નાહાનકી દોસ્તી ને છોકરા જાહાન? આવા અન્યાઇ, પેટ ભરા, દ્વેષી, અને કૃતઘ્નિને તો વિદાયજ કરવા જોઇએ! હાલતો એજ, પછીથી દશ હજારને માટે તેની કાંઇક બીજે ગોઠવણ કરીશું? કારણ અહીં તેનો અત્યંત જુલમ સંભળાય છે, જન સમુહમાં પણ અણગમો થઇ પડેલ છે, માટે હાલ તેને રજા આપો? જેથી હાલ જરા નરમ પડે! વળી તપાસ કરતાં માલમ પડશે તો અસલની માફક જગ્યો આપીશું?

દુર્યોધન—(હુકમ લખીને) છડીદાર? આ હુકમ લઇને સ્વારને આપો અને દુર્લભધડના મહારાજાને મોકલાવો? (છડીદાર લઇ સ્વારને આપી મોકલે છે.)

## પ્રવેશ—૭મો.

(સ્થળ—દુર્લભધડની કચેરી.)

છડીદાર—મહારાજા દુર્લભસેનને ઘણી ખમા!

દુર્લભસેન—પ્રધાનજી હાલ શહેરમાં કેમ ચાલે છે!

માધવરામ—મહારાજા, નજીવા કેસો આવે છે, તેની માંડવાળ થાય છે તેથી જાહેરમાં આવતા નથી!

દુર્લભસેન—પેલો ફુલીવાળો કેસ અધર ઉડી ગયો, તે કાંઇ નાનો સુનો નહતો! અને મારા કાનપર વાત સરખી ન આવી? પણ મને તો પરબારી ખબર મળી!

માધવરામ—(સ્વગત) નક્કી કોઇએ ખાનગી અરજ ગુજારી ! પણ ભલે તે શું ફાવનાર છે, મેં તો સળંગ ખોદી રાખી છે !
( એટલામાં દુર્યોધનનો સ્વાર આવે છે તે મહારાજાને હુકમ આપે છે, જેથી ઉકેલી વાંચે છે. અને )

દુર્લભસેન—પ્રધાનજી, આપની મુદત પુરી થઇ છે, જેથી છત્રપતિ દુર્યોધનનો હુકમ આવેલ છે કે તમને હાલ તો અત્રેથી મુક્ત કરવામાં આવે છે ?

માધવરામ—(નિસ્તેજ મુખથી) વારૂં મહારાજા, (સલામ કરી જાય છે અને કચેરી બરખાસ્ત થતાં પાછળ રહી)

પ્રેક્ષક પ્રત્યે—સ્વગત.

માધવરામ—અંતે ધર્મો જય અને પાપે ક્ષય, તે આજે સિધ્ધ થયું ! ઉજળું એટલું દુધ માનવું એ નિરર્થક છે ? કોઇનું ભલું ન કરતાં દેશીઓનો દ્વેષી બન્યો, આંખે ચડયો, પરતાળ પડયો, અને ઇંદ્ર સમાન સુખ ભોગવાયું નહીં ! અરે પેલા ભુખા માણુસને મોકલી દશ હજાર રૂપીઆ પણ ગુમાવ્યા ! હાય, કેવો દૈવનો કોપ ? પાપનો પૈસો ખરેજ પૂંજે બહારી ઘરનો પણ લેઇ જાય ! પેલી ફરંદી કુલીએ ફસાવી રાંડ કુલટાએ મારૂં સરવસ્વ ખોવરાવ્યું ! મારૂં નશિબ ધુળમાં ભેળવ્યું ! મારા મુખારવિંદપર કાજળ ઘસ્યું ? મારી જળહળતી જ્યોત રૂપકીર્તિને ઝાંખી પાડી ? મારી પુંજીની પ્રસરતી વેલી તોડી હાય, પાપણીનો પૈસો થોડો લીધો પણ ત્રમણો ગુમાવ્યો, અમે ઘણા પ્રયાસે સારી જગ્યો મેળવી પણ ભોગવી નહીં ! પણ ખરી મહેનતનો પૈસો તેજ દેહાંન્ત સુધી ટકનાર છે, અને પાપનો પૈસો તેજ મનુષ્યને પતંગની માફક ઉરાડનાર છે ! વળી પક્ષપાતી એજ પાપનું મુળ, વ્યભિચાર તેજ આ વપુનો વેરી, તેમ સદાચરણ તેજ સ્વર્ગની સડક, ખાલ્ય, વળી ભાગ્યોદય થશે ત્યારની વાત ત્યારે છે, ? પણ, મારા ભળણુ અધિકારીઓ હવે અત્રે રહે તેમ લાગતું નથી ! કારણ દેશીઓની દાદ ન સાંભળતાં મેં મારા વતનીનેજ નોકરી આપી જેથી હું અપ્રિય થયો ! ખેર, મારા પાપના છાંટા તેમને પણુ ઉડશે ! તેમનું નશીબ તેમની પાસે ? (જાય છે.)

## પ્રવેશ ૮મો.

સ્થળ—બળીભદ્રનો મહેલ અને રંગમંડપ,

બળીભદ્ર— ગાયન ૫૩.

બળે છે હાય મન મારૂં—ધિરજ હું શી રિતે ધારૂં—ટેક
પ્યારી પુત્રી લાડલી—થઇ શત્રુને શર્ણું
કલંક મુજ શિર નાંખીયું—છળી ગયો હું ઘણું,
અરે જગ માંહ્ય મુખ મારૂં—બતાવું શું થયું સારૂં—બળેછે.
ભીખારી થઇ ભટકતા—પાંન્ડવ રન્ય અઘોર
પાપી પુત્રે આવીને—કીધું કર્મ કઠોર
નિકળ જીવ બહાર ધિક્કારૂં—ફુટી હે આ હૃદય મારૂં—બળેછે.
લેતાં લજ્યા નાહારી—લેશ ડર્યાં નહીં દુષ્ટ
અર્જુને આપ્યું હતું—બ્હેન હર્યાનું કષ્ટ
કરે છે દુષ્ટ મન ધાર્યું—અહો દુઃખ કયાંય ઉચ્ચારૂં—બળેછે.
કૃષ્ણ હશે તે કામમાં—હર્ષ વિશેજ અપાર
જેથી દુષ્ટો ફાવે છે—બ્હીક ધરે ન લગાર
જઇ રણ માંહ્ય સંહારૂં--કરૂં હું હાય મન ધાર્યું—બળેછે,

(પગ પછાડી ક્રોધથી દુર્યોધન પ્રત્યે)

" અરે ઓ બાપલા દુર્યોધન, જેમ ખુની માણસ ખુણામાં ભરાઇ રહે, તેમ ના મર્દ થઇ કેમ સુસ્ત થઇ બેઠો છે ! તારી તીખી તલવારને લોહી પાન કરાવ, શત્રુને નસાડ, અને આ જન સૌને હસાડ ! પાપી લોકો પલક વારમાં કન્યા લેઈ ગયા; અને આપણે હાથ ઘસતા રહ્યા ? વળી તમારા હમાગ મોહાં નિસ્તેજ બનાવ્યાં ! હાય, તમોને કેમ નથી લાગતું ! આ વખતે ક્ષત્રિની તલવાર કેમ લોહી ન આપે ? ખરો ઉનાળો છતાં બાણુથી પરજન્યની માફક આકાશમાં કેમ અંધકાર ન થાય ? અરે, ખરેજ આતો શિયાળવાનાં લક્ષણ છે?

દુર્યોધન—(જેથી પાસે આવી ભિષ્મ પ્રત્યે)

ગાયન ૫૪.

કહો કેમ પિતાજી કરવું-(૨) ટેક
જબરો જુલમ એ લોકે જણાવ્યો—કહો ગુન્હો હવે કોનો ગણાયો.
અન્યાય કરીને કન્યા હરીરે હાય—થાય મનમાં મરવું—કહો.
પિશુન મ્લેચ્છના પ્રાણજ હરવા—સબળ સૈન જલ્દી સજ કરવા
જાણી પુથી થાઉં શું વિચાર તમારો—યુધ્ધ હવે આદરવું—કહો

ભિષ્મ—ભાઇ, મારે બોલવું એ તમોને અરૂચિકર થઇ પડશે ? કારણ તે લોકોનું રાજપાટ વિગેરે સરવસ્વ તમોએ લઇ લીધું, તો પણ તેથી સંતુષ્ટ ન થતાં તેની કન્યા લેવામાં પણ પ્રીતિ ધાલી, છતાં મેં તમોને કોઇપણ રીતે વાર્યા નથી ! વળી તમારી મરજી મુજબ વરતો છો, તો પણ તેઓ પોતાનો ક્ષત્રિયવટ દેખાડી કન્યા લેઈ ગયા છે છતાં તેમની સાથે યુદ્ધ કરી પરાજય પમાડવા ધારોછો, તે વૃત્તિ પાપ રૂપ છે, અને તેમાં તમે જય પામવાના નથી, છતાં તમને ગમે તે ખરૂં !

કરણ—ભાઇ, દાદાતો મુખથીજ તેમન કે, પણ તેમના બોલવા ઉપર લાબ વિશ્વાસ ન રાખતાં ક્ષત્રિવટ જાળવવો તેજ તમારૂં સર્વેનું ભુષણ છે, નહીંતો કાળે મોઢે ઘેર જવું પડશે !

દુર્યોધન—સેનાધિપતિ ? સૈન્ય તૈયાર કરો ? અને વાજાં વગડાવો ?

વિદુષક—હું પણ એક ઢોલ લઇને આવુંછું. હારશે તેની પાસ વગાડીશ!

બળીભદ્ર—કૃષ્ણ બંધુ ? આપણું પણ સૈન્ય તૈયાર કરવું જોઇએ ?

કૃષ્ણ—હા, હરામખોર હાથીતો ગયા છે, માટે ચાલો હું પણ રથ લેઇ આવુંછું. અને લશકર તૈયાર કરાવુંછું (જાય છે)

## પ્રવેશ ૯ મો.

### સ્થળ-બગીચો અને ભોંયરૂં

ઘટોત્કચ—કેમ કાકિ ? કહ્યા પ્રમાણે ભાભીને લાવી હાજર કરી કે નહી ?

સુભદ્રા—હા ભાઈ, તેંતો તારી ફરજ બજાવી દુશ્મનોનાં મોં કાળાં કર્યાં પણ આમ થવાથી તારી ભાભી ખુશી છે કે કેમ, તે ખુલાસો થાય તો વધારે સંતોષ પેદા થાય !

ઘટોત્કચ—(સુરેખાના સામું જોઈ) વારૂં, બોલો ભાભી, હું તમારૂં હરણ કરી લાવ્યો, અને દુર્યોધનનું ઘર તજાવ્યું, તેથી તમો રાજી કે નારાજી ?

સુરેખા -(આધું ઓઢીને) મોટા ભાઇ, આપે ક્ષત્રિ કુળને દિપાવી દુશ્મન દુર્યોધનાદી સો કૌરવના મોંપર ધુળ નાંખી, હજારો માણસની વચ્ચેથી મને આણી, મારો પણ ટેક રાખ્યો, તેથી હું અત્યંત ખુશી છું ! વળી તેમ થવાથી આપણને શું લાંછન છે, જુવો, કૃષ્ણ કાકાએ પણ રૂક્મણીનું હરણ કર્યું હતું ! વળી આપના કાકા અરજુન પણ તેવીજ રીતે મારાં સાસુને વર્યાં હતાં, તો મને શું બાદ છે ?

ઘટોત્કચ--(સુભદ્રા સામું જોઇ)સાંભળ્યું કે કાકિ ! ભાભી તો આપના મતને મળતાં જણાય છે !

સુભદ્રા--વારૂં ભઈ, પણ લગ્ન વિધી કરવી તે ?

ઘટોત્કચ--શાની લગ્ન વિધી, હજીતો અહીં ભારે યુદ્ધ થનાર છે ? પણ ગાંધર્વ લગ્નતો કરી દેવાંજ જોઇએ, પછીથી ગમે તેમ થાય! (તેવામાં અંતરીક્ષ નારદમુની પધારે છે, અને ગાંધર્વ લગ્ન કરાવી, કૃષ્ણએ મોકલાવ્યાં છે. એમ કહી ચુડી, પાનેતર આપી અદર્શ થઇ જાય છે.)

ઘટોત્કચ--(અભેમન્યુ પ્રત્યે) ગાયન ૫૫.

શુણુ શુણુ તું ભાઇરે-(૨)ટેક
શ્રી શંકરની મહેર ખરે છે-જે આપણથી કાર્ય સરે છે,
છળથી, બળથી, કળથી, જાઇએ-શુણુ શુણુતું—૧
લક્ષ્મણ વર વરવાને આવ્યો-દગો દઈ દુઃખને દુભાવ્યો,
એનો ડખાવ્યો, મરવા આવ્યો-ફેર કરાવ્યો-ત્યાંહીરે-શુણુ-૨

અભેમન્યુ—વિરા તારા ઉપકારનો બદલો વાળવા આવેળા સમર્થ નથી. પણ તે પ્રભુના હાથમાં છે. વળી આ વેળા હું પણ શું કરું છું તે તારે જોવાનું છે, કારણ અત્યાર સુધી હું બેથી રહયો હતો, પણ હવે આપણો દાવ આવ્યો છે. તો શાને માટે બાય નહી દેખાડીએ, વિના કારણે પિતા કાકાને વનમાં રખડાવ્યા. કરી શત્રુ સિંહ રૂપે આદી ભોગવવા મારી કન્યા લેવા તાકયો. તેને આ શમશેરથી સહસ્ત્ર ટુકડા કરી મારી લોહ શુંબકની તિખી તલવારને લોહી પાન કરાવું ? માટે ચાલો ? આપણાં માણસો તૈયાર કરો ? અને કહેવાનું એટલુંજ કે તમે ત્યા હું જાદવ અને કૌરવ બે સૈન્ય છે, તેમાં પ્રેથક પ્રથક રહી પહોંચીશું.

ઘટોત્કચ--ભાઇ, તમો યુદ્ધ વિધમાં કુશળછો માટે જાદવના સામા રહેજો ! અને હું કૌરવ કાકાને સારી રીતે રમાડી જમાડીને લોહીથી ચુતા કરી મોકલીશ ! પણ બેમાંથી જેને વખત મળે, તેણે એકબીજાની ખબર જોવા આવી મદદ કરવી ! જેથી આપણો પ્રભુ જય કરશે !

ગાયન ૫૬.

અભેમન્યુ—(લશ્કર પ્રત્યે)

કરો ગર્જના ઘોર દઇને-કંપી કંપે ધનનનન

ચાલો ચોંપે ઝડપ લઇને-ધરતી ધ્રુજે ધનનનન
કોટી કરો શત્રુના કટકા-લઇ શમશેરો સનનનન
ચમકાવો વિધુત ચાબુકો-શત્રુઓ ને ચનનનન
ખેડાં ખપવાં ખંજર ખાસાં-ખડકો ખમકે ખનનનન
હથિઆરો લોટે હસ્તેપર-છરા છમકે છનનનન
જલ્દી જય મેળવવા માટે-જંગ મચાવો જનનનન
તરકસ તિરો મારો તાકી-શત્રુઓ પર તનનનન

(જાયછે)

## પ્રવેશ ૧૦

(સ્થળ—જંગલઅને રંગભુમી)

(રસ્તે દુર્યોધનનું લશ્કર પગ પછાડતાં જાય છે ત્યારે)

દુર્યોધન - ગાયન ૫૭

ઠાર ઠેકાણે થાય-(૨) હથિઆર તેવાં હાથ રાખજો-ટેક
કવૈશ બાગનેટ બકતર સજીને-દુસ્મન ઉપર દ્વેષ દાખજો-ઠાર-૧
મુમત ના મુકશો દુષ્ટોને મારવા-શસ્ત્ર પડે તે સાંખજો-ઠાર-૨
મારતાં મારતાં મુખેથી બોલજો-કન્યા લીધાનો સ્વાદ ચાખજો-ઠાર-૩
અપાર ક્રોધ ઉરમાંહે આણીને-ગેડી ગદાઓ નાખજો-ઠાર ઠેકાણે-૪

(જાય છે અને બળીભદ્ર તથા કૃષ્ણ પોતાના લશ્કર સાથે આવી સંગ્રામ કરવા ઊભા રહે છે, ત્યાં દુર્યોધન પોતાનું લશ્કર લેઇ કરણ, શકુની, દુશ્શાસનાદિ મંડળ એક બાજુ ઉભું રહે છે, અને બીજી બાજુ અભિમન્યુ તથા ઘટોત્કચ પોતાનું કુત્રીમ સૈન્ય લઇ આવી ખડા થાય છે. જેથી)

બળીભદ્ર—(સ્વગત) પ્રભૂ ત્હારી ગહન ગતિનો પાર પામ્યો નહીં, શત્રુઓ ફાવી ગયા ! કુંવરી જતાં ક્રોધને વશ થવા વખત આવ્યો, સિંહને મુકી શિઆળવાનો સંગ કર્યો, ત્યારે બંધુજનો પણ સ્વહસ્તે વધ કરવા વખત આવ્યો ? પણ શું કરવું બુરૂં કરનારને બુરાં ફળ મળે એમાં નવાઈ શી ? તેમ છતાં કૃષ્ણ બંધુ પક્ષમાં છે. એટલે આપણી જીત થશે ? ગમે તેમ થાય પણ કુંવરીનું હરણ કરનારને તો કાળને સ્વાધીન કરૂં તોજ મરદાઇ ! કેમ કૃષ્ણ બંધુ ?

કૃષ્ણ—(હસીને)બાધ તે, સામાજ આવ્યા છે ? ક્યાં વાર છે ? જે કહો છો તે દેખાડજો ને, એટલે જણાશે ! હું પણ બનશે એટલુ જોર કરીશ !

કરણ—અરે બળીભદ્ર ! એ કોમળ કુંવરોના તે શા ભાર છે ! મોટા મેરને મંદાર તોડાને પાધર કરૂં કે મદોન્મત હસ્થીઓને ચાંચ ડવત ચોળી નાંખું ! અમે તેવા શત્રુઓને શસ્ત્રના પ્રહાર વડે છેદું ! સહુ જેવા બળીષ્ટ ગ્રહને અવની પર અંધકાર કરતાં અટકાવું ! આભ અને અવની એક કરૂં ! સિંહ, અને શિયાળને એકજ તેડે પાણી પાઉં ! રંક અને રાજાને સરખો ન્યાય આપું ! અને એક ફુંકથી ગર્ભવંતીઓના ગર્ભને ખલીત કરાવું ! એવો હું સુર્ય પુત્ર પ્રાક્રમી, તેના આગળ તે રાંકડા શું ફાવી જનાર છે !

દુર્યોધન--ભાઇ, મોટામાં મોટી ઓથતો તમારીજ છે ને ! બીજાતો બાપડા મળ્યા છે ! વળી મામો સલાહ લેવાને માટે ઠીક મળ્યો છે. એટલે આપણે જયાંને ત્યાં ફાવીએ છીએ ! પણ આ કામ પાર પડવુ મુશ્કેલ છે.

અભિમન્યુ—(સામો બાજુએ ઘટોત્કચનો હાથ ઝાલીને)

ગાયન ૫૮.

આવ્યો છે આજે આપણો દાવ પ્યારા એ બંધુ,
દુષ્ટ દુર્યોધનને મારવા ચુકો નહીં—આવ્યો છે.
પુરી દયો પાપીને પિડ— રણમાંહે પડાવો રીર
થઈ બે બંધુઓ શુરવિર-કરતો કરવો અહીં-આવ્યો છે.
હવા લઈ ધનને હામ—હાવુ નહીં આ છોડી ઠામ
દેઇ થી ત્રીપુરારીનું નામ—તુટી પડવું સૈન્ય માંહીં—આવ્યો છે.
પ્યારા બંધુ ! શત્રુઓ સાનીધમાં આવી ઉભા છે ! ગમે તેમ બોલે છે. માટે લશ્કરને હુકમ કરો ? અને પાપીઓનો પરાજય કરી જય મેળવો !

ઘટોત્કચ—અરે સરદારો ! જયાં સુધી દેહમાં પ્રાણ હોય, ત્યાં સુધી શત્રુઓને ફાવી જવા દેતા ના અને ક્ષત્રિય વટ સાચવી તેમને સંપુર્ણ સ્વાદ ચખાડો ! કે જેથી આવી રીતે કન્યા લેવા કોઇની ઉપર પડે નહીં !

સરદારો સાથે—બહુ સારૂં સાહેબ.

બળીભદ્ર--અલ્યા, અભિમન્યું ! તું મારી ભગનીનો પૂત્ર ખાસ છે ! પણ તારા હાળા કૃત્યનો બદલો આ વખતે આપવો ઉચીત છે, કારણ તારા જેવા નમાલા, અને જેના પિતા પક્ષ અરન્યની અંદર રખડી રવડી પેટ ભરતા, અને દ્રવ્યહીન, ઘરહીન,

તથા બુદ્ધિહિનને આ કન્યાનો પાણી ગ્રહ કરવો, એ એક કંસારના ભાળામાં હાથ ઘાલવા જેવું થાય છે ! તો તમે હાવી રીતે હરામી કરી, જેમ તારા પિતા પારથે મારા બગ્ની સુભદ્રાને સન્યાસીના સ્વરૂપમાં સ્વહસ્તે હરણ કરી ઠ્ઠ વી ગયો હતો, તેમ આ ફાવનાર નથી ! માટે જીવવાની આ શા રાખે તો સુરેખા કન્યાનો અભિલાષ છોડી દેઇ મુને સોંપી દે ! અને ત્હારા ગુન્હાને માટે માફી માગ ! તો તને જીવતદાન આપીશ.

અભેમન્યુ—આમા ! મુર્ખની મમતા, માનવીના લેખામાં ગણાતી નથી, તેમ આ વખતે જેજે શબ્દો, આપના મુખાર્વીંદમાંથી બોલાય છે, તે કેવળ અઘટિત અને મુર્ખતાથી ભરેલા છે ! કારણ તમો મારા પિતા અરજુનનો દાખલો આપોછો ! પણ તે કશાં નથી બનતું ! પણ આ શબ્દો તમને પોતાનેજ પાણી આ ડુબાવે છે ! માટે બસ કરો ! મારા પિતા અરજુને ત મને સારી રીતે હાથ દેખાડી, ક્ષત્રિય વટ સાચવી, હરણ કરી ગયા હતા. કે જેથી હસ્તીના પુરમાં આવી તમો કન્યા દાન દેવાને લાયક નહતા, તથાપી, આપની શોભાની ખાતર તમોને હક્ક આપી કન્યાદાન દેવરાવ્યું હતુ. ! અને તેનીજ માફક હાવી રીતે આપજ, નમાલા શબ્દો વાપરી, લડાઈ માંડી વાળવા પ્રયત્ન કરી. કન્યા પાછી લેવા ધારોછો, તે તમારા જાદવ કુળની જયોત રૂપ કિર્તીને, તેમ જનેતાને લજાવનાર છો ! માટે ક્ષત્રિય વટ દેખાડી, રણુમાં પડો, અને કોઇ પણ રીતે જીત મેળવી, આપનાં કરેલાં નિર્માણને અમલમાં લાવો, તેજ શોભા છે ! નહીંતો આ વખતે કન્યાતો શું પણ સાજી અણીએ ઘેર જવું મુશકેલ છે !

બળીભદ્ર—અરે સરદારો, જેમ બને તેમ આ પાપીઓનો પરાજય કરો અને આપણી ગાદીને, તેમ કુળને એબ ન લાગે તેમ ક્ષત્રિય વટ સાચવી દુશ્મનોને દુર હઠાવો અને ગત સુરેખા મેળવો

કરણ—(ધટોત્કચ સામો આવતાં) અલ્યા એ માયાવી, તારા જેવા જંગલી જે રાક્ષણીને પેટે અવતાર ધારણ કરી, મનુષ્યની હારમાં ગણાવા ધારે તે બની શકેકે ? પણ તારી ઉન્મતિને અનુંસરી આવા કોમળ અભેમન્યુંના આત્માનો ભોગ અપાવીશ નહી અને આ જે જે કાર્ય કર્યું છે, અને જેટલાં જેટલાં, જાનને

તેમ જાદવોને દુઃખ દિધાં છે ? તે ત્હારાં કાવત્રાં છે ! પણ ખચીત જાણુંજે કે આ સુર્વ પુત્ર કરણના સામો કોઇકજ ટકી શકે છે ! અને અરજુન સરખા પણ હાર પામી જાય છે, તો તમારી હજી મુછ સરખી પણ ફુટી નથી, તેમ સંસારનો પરિચીત અનુંભવ પણ લીધો નથી. તેમ શુરવિરોના વિજુત સમ શસ્ત્રોના ઘા, શરીરપર સહન કર્યા નથી, તો આ એક, બાળકો જાણી, કહેવાનું કે, છાના માના કન્યા પાછી આપી ઘર ભેળા થાવ, અને અભેમન્યુને પણ સમજાવી પાછો વાળો નહીંતો, આ શસ્ત્ર વડે, યમ શરણ થવું પડશે !

ઘટોત્કચ--જા, બાયલા, ટુકડા ખાઉ, તારા જેવા નમુનાનેતો બોલવાનો હકકજ નથી ! ત્હારી સરખામણી કરતાં શરમ આવે છે, દાશીએ ઉછેરી મોટો કર્યો, સારથીએ પોષણ કર્યું, અને ખરા માત પિતાનો પત્તો નથી. તે વળી ક્ષત્રિયના લેખામાં ગણાઇ અમારા જેવાને શીખામણ દેવા આવે છે, શરમ ! શરમ ! કયા ખુણામાં સંતાએલું શિયાળવું દુર્યોધને સંઘર્યું છે ! તે આવા નિર્માલ્ય શબ્દ વાપરી શુરાતનનો ભાસ પાડવા જાયછે પણ જા, લબાડ, હું ત્હારી સાથે બાપણું કરતો નથી ! પણ જો સુરેખા કન્યા લેવા સ્વમતા ભિમાન રાખતા હો, તો, રણમાં પડો ! અને આ વિર પુત્રોના પ્રહાર કેવા તમારા જેવા પ્રૌઢ શરીર પર ઘાવ કરે છે, તે જુવો પછીથી વાદ આવશે !

દુર્યોધન--ભાઇ કરણ ! અમે તેવો પણ તે જંગલી, અને રાક્ષણીને પવેશો, તેનામાંતે ક્યાંથી અક્કલ હોય, જવાદે તેનેતો હાથ દેખાડયા વિના માને તેમ નથી !

(આ બોલવાથી અરસપરસ વિખવાદ વધી પડે છે." અને અભેમન્યું તેમ ઘટોત્કચ ખુલ્લે હથીઆરે ઉતરી પડી બંને તરફના લડવઇઆને કતલ કરી નાંખે છે, અને ઘટોત્કચ દુર્યોધનની છાતીપર ચડી માથું કાપવા જતાં દુર્યોધન માફી મ.ગે છે અને)

દુર્યોધન—હાથ જોડી.

ભાઇ ત્હારા શુરાતનથી હું હાર પામ્યો છું ? તું સત બચ્ચો જાંનકે હજારઘણો બળવાન છું ? મ્હારા શુરા સ્નેહીયો ત્હારી કુરતાને સ્વાધિન થવાના ભયથી દુર જઇ ડચકાં ખાય છે ! જહરીના મુખમાં કાંણિમકુ સમાય નહી, અને તેનીજ માફક

હવે હમારા બધા વિચારનાં ફળ પામ્યા છીએ! માત્ર જીવ દાન આપો તોજ બસ છે! મોઇ એ કન્યા હમારે તો નથી જોઈતી, અને લક્ષ્મણો પરણશે એની માને! અને તે કન્યા સુખેથી અભિમન્યુને વરાવો તેમાં હું રાજી છું!

ઘટોત્કચ—અ, પિસાચ, ત્હારા જેવા અધાત્માની હત્યા કરતાં મુને કાંઇ વાર નથી! પણ માત્ર ત્હારી મારીની માગણી સ્વીકારી, ત્હારૂં મૃતક મુઠીમાં સમાયેલું છે, તે અત્યારથી છોડી દેઉં છું, પણ ધિક્કાર છે ત્હારા જેવા નામર્દો, કંગાળ, કુળમાં કલંકિત ક્ષત્રિય રાજાને, કે જેને જાતીભિમાનનું લેશ પણ ચિન્હ નહી? વળી ત્હારી જનેતાને હાવો નમાલો પુત્ર જનમ્યા કરતાં પથ્થર શાને ન આંગ્યો? અરે ઓ! પાપી લીચકાસ, ખરો ક્ષત્રિનો પુત્ર મરણને શરણ થતાં સુધી પોતાનો ટેક છોડતો નથી? તેમ પોતાની દોલત, સૈન્ય, તેમ સગાં સ્નેહી, સર્વેને મર્ણાધિન થવા છતાં, ત્હારા જેવા કલંકિત શબ્દો કાઢતા નથી! પણ ખરેજ તું ક્ષત્રિય નથી! વળી, જન્માંધ કાકા, ધૃતરાષ્ટ્રના વિર્યનો પણ નથી! જો તેમ હોય તોપણ હાવા શરમભરેલા શબ્દો, આ એક મ્હારા જેવા કોમળ વયના કુંવર આગળ ન બોલે? પણ અરે ઓ નાદાન! સિંહની સમક્ષ શિયાળવું કેટલું ફાવે છે! મંઝારની આગળ ઉંદર શું કરી શકે છે! મંત્રવાળા મદારી આગળ મણિધર નાગ કેવો વશ થાય છે? કામી કામને સ્વાધીન થતાં કેવો કંગાલ બને છે! જીવાત્મા જમના હસ્તકમાં આવતાં કેવો બેભાન બને છે! વેશ્યાને ત્યાં આવી ફસાએલો વંઠેલ પુરૂષ કેવો વશ રહે છે, તેમ ત્હારા જેવા મદોન્મત માતંગ જેવા દુરાચારી રાજાઓ હમે ગમે તેવા પણ બાળક શત્રુઓને શરણ થતાં કેવા કંગાલીયતપણે જાચે છે!

ત્હારા કરણ, શકુની, તથા દુસ્શાસન વિગેરે વરઘોડો કાઢી વરને ઉપસાવી લાવનાર, નપુંસક નકટાઓને પણ ત્હારીજ માફક લાખો, બલકે કરોડો વાર ફિટકાર છે! કે જેનું અન્ન ખાઇ, આટલી ઉમરે તેમ પદવીએ આવેલા છે, કે જેની મદદથી, પોતાના વિનાઇ ભાઇઓને દેશવટો દેઇ સુખે રાજ કરે છે! તે આજ શત્રુને હાથે પકડાઇ કાળને સ્વાધીન થતાં સુધીમાં પણ પોતાના પાસે હથિયારો છતાં, સંરક્ષા કરતા નથી! તો તે કરતાં રાંડાં મહણું કયાં હોત તોપણ ઠી

હતું ! મારે જા હરામી, હવેથી સીધો પેર જઇ સારા વિચારે દોરાજે !

( એમ કરી છોડી દે છે. અને દુર્યોધન પાછું જોતો નાસે છે તેટલામાં અભિમન્યુ, સામા લડવૈયા, બળીભદ્ર-કૃષ્ણને લડાઇમાં હરાવતાં આવી લક્ષ્મણાનો ચોટલો પકડી તરવારથી માથું કાપવા જાય છે ! ત્યારે )

લક્ષ્મણા—ઓ બાપા ક્યાં નાસો છો ? મુને મુકાવોને !

( ન મુકાવતાં હાથ જોડી માફી માગે છે. ત્યારે )

( ચોટલો પકડી ઘસડી આગળ લાવી)

અભિમન્યુ—( પ્રેક્ષક પ્રત્યે ) ગાયન પદ

જુવો ક્ષત્રિ પુત્ર થઇ જનુની પય લજાવે આમ
ધારી રમત ધાયે રણમાંહે પણ ન મળે કશા રામ
યસ્ત્ર અને સમશેરના પડે શીરપર જ્યારે ઘાય
ત્યારે નિર્લજ નાઠા જાય જુવો ક્ષત્રિ—૧
ભાન વિનાના હેવાનમાં ન હોય ગાડી હામ
તોપણ મદમસ્તા બની કરે છે કુડાં કામ
પ્રાણ બચાવી પોતાતણો પિતા પુત્રનું ન દે નામ
ભલે જાયને સુત સ્વધામ જુવો ક્ષત્રિ—૨
લાલચમાં લપટાય છે દેખીને હારા દામ
સ્વધર્મને સમજ્યા વિના મૂકી ચાલે ઘર ગામ
ખત્તા ખરેખર ખાઇને જ્યારે થાય છે સ્વમુખ સ્યામ
ત્યારે આવે હરામને ઠામ જુવો ક્ષત્રિ—૩

જા પાપી, ત્હારા પથ્થર પિતાના પાપનો બદલો વાળનાં ત્હારા પ્રાણ લેવા કિંચીત માત્ર બ્હીક નથી ! પણ ત્હારો • દોષ નથી ? પરંતુ મ્હારો એક પિત્રાઇ ભાઇ ધારી, કોમળ કલેવરનો નાશ કરતાં દયા આવે છે ! નહી તો બોલ્ય ! આ વખતે ત્હારી મદદમાં કોણ આવનાર છે ? બોલાવ્ય ? આ વખતે ત્હારૂં મૃત્યુ મ્હારા હાથમાં વાસ કરી રહેલું છે ? અને તેને સ્વાધિન કરવા ક્ષણ પણ વાર લાગે તેમ નથી ? પણ જા જીવતદાન આપું છું ! કે હવેથી મ્હારા સામો આવીશ નહી ? અને હાવાં ખોટાં કાર્યમાં પગ ઘરીશ નહી ?

દુર્યોધન—( વેગળો ઉભો ઉભો ધ્રુજતાં ) અલ્યા, ઓ ! કોઇ દોડો ! મ્હારા લક્ષ્મણાને મૂકાવોને !

( તે જોઇ દયા આવતાં અભિમન્યુ લક્ષ્મણાને છોડી દે છે

બાદ સર્વની હાર થતાં દ્વારીકાં ભણી જતા રહે છે, અને બં બીભદ્ર તથા કૃષ્ણ પાછળ ઉભા રહે છે. જેથી )

ઘટોત્કચ—બહાદુર બળીભદ્રજી ! હમે હમારા ઇષ્ટ દેવની સ્હાયથી ટેક અને નેક જાળવી શત્રુઓને હાર પમાડી, સુરેખા કન્યાનું હરણ કરી, ગાંધર્વ લગ્ન પણ કરી ચુકયા છીએ ? માટે હવે તમારી પુત્રી પાછી આપને સ્વાધીન કરી મુકામે જઇશું ?

(એમ કરી બંને બાઈ જાય છે.)

બળીભદ્રજી—(સ્વગત)હાય, શિયાળવું થાપટ મારી ગયું ? મ્હારા જેવા સિંહને કલંક લગાડયું ! કૃષ્ણભાઇના કપટથી કપટીઓ ફાવી ગયા ! અરે હાય, મ્હારા શુરાતનને ઝાંખપાડી, શત્રુઓએ વિરક્ષેત્રમાં વિર્વતા દેખાડી વેર વાળ્યું ! અને તેમનું ધાર્યું કર્યું ! પણ હવે નીરૂપાય નાક ગયું. પણ અમર અફસોસીથી રાખવા શું યત્ન કરીએ, તો ફાવીએ ! તે કૃષ્ણ બંધુને પૂછયાથી ફાયદો થશે ! (ભાઇ કૃષ્ણ ? શત્રુઓ ફાવ્યા ! દુર્યોધનાદી કૌરવોને ડરાવ્યા, આપણને હરાવ્યા, તો પણ છેવટના તેમના વાપરેલાં વચન, આ અંતઃકર્ણને પ્રજાળી નાંખે છે ? માટે શું સલાહ આપોછો ?

કૃષ્ણ—ભાઈ આબરૂ ચાહતા હોતો, તેમનું સ્થાનક શોધી કન્યાદાન દેવું, અને તેમની સાથે સબંધથી વરતવું તેજ સારૂં છે ! કારણ મેં પ્રથમ કહ્યું હતું કે. સિંહને છોડી કયાં શિયાળવાનો સંગ કેરાછો ! અને તેજ આ વખતે સિદ્ધ થયું ! તો આ પ્રમાણે કરી ભાણેજ ભગ્નીને સંતુષ્ટ કરી મંગળ વરતાવો !

બળીભદ્ર—ઠીક ભાઇ, ચાલો તેમના મુકામે !

કૃષ્ણ—ચાલો અતરેજ બોલાવી લાવવા હું પોતેજ જાઉંછું !

(એમ કરી જાય છે)

## પ્રવેશ ૧૧ મો,

(રંગ મંડપ અને બળીભદ્રનો મહેલ

(કૃષ્ણ–સુભદ્રા–અભેમન્યું–તથા ઘટોત્કચને લેઇ આવે છે અને ગોર આદે મંડળ મંગળ વરત્તાવે છે.)

બળીભદ્ર—આજે મ્હારો સંકલ્પ ઘણા પ્રયાસે ફળીભૂત થયો છે, તેથી ખુશી છું !

ઘટોત્કચ—ક્ષત્રિય વટ દેખાડવામાં વધું બોલ્યામાં આવ્યું હોયતો તેને માટે ક્ષમાં કરશો !

અભેમન્યુ—હું પણ ગુન્હો થયો હોયતો આ વખતે ક્ષમા માગું છું !

કૃષ્ણ—ભાઇઓ, કાંઇ ક્ષમા માગવાનું કારણ નથી તમે તમારો ક્ષત્રિય વટ સાચવ્યો છે તેને માટે તમોને ધન્યવાદ છે અને હમો પણ તમો બંને પર ઘણા ખુશી છીએ !

ગાયન ૬૦

સર્વપાત્રો સાથે—

આજે ઉર ઉમંગ અપારીરે—શુરા ક્ષત્રિને જય કારીરે—આજે.
ગુમાનીનો ગર્વ ગળ્યોરે—દુષ્ટોને દંડ મળ્યોરે
જ્હારે થયા વિશ્વ આચારીરે—ટેકીલાનો ટેક વિચારીરે—આજે.
જુવો સત્યનો વિજયરે—ખરે થતાં પાપે ક્ષયરે
નીતિ ધર્મ ધ્વજા ઉરાડીરે—ડરાવીને દુરાચારીરે—આજે.

પ્રે——મ——થી——હરી——પધારી
બુઝ——યૂ——ક——ર્યો——સુધારી

વિર પ્રતિ વિજ્ઞપ્તિ મ્હારીરે—શુરા ક્ષત્રિને જયકારીરે—આજે.



# આશ્રય દાતાઓના નામ

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૨૫ | મહેરબાન શ્રી અનોપચંદ વિ. એમ. દેસાઇ, સ્વદેશ બન્ધુ પ્રેસના માલીક | મહુધા |
| ૫ | રા. રા. શેઠ જગમોહનદાસ વંદ્રાવનદાસ | મુંબઇ |
| ૫ | રા. રા. રણછોડદાસ ગીરધરલાલ પટેલ | ,, |
| ૫ | રા. રા જટાશંકર પ્રેમજી વૈદ્યરાજ | ,, |
| ૫ | રા. રા. સી. એમ. પટેલ | ,, |
| ૫ | રા. રા. શેઠ ફકીરચંદ પ્રેમચંદ રાયચંદ | ,, |
| ૫ | રા. રા. શેઠ મગનલાલ બાપુલાલ સુખડીઆ | ખંભાત |
| ૫ | રા. રા. એમ. સી. ડૉકટર નડીઆદવાળા | ,, |
| ૩ | રા. રા. રૂપચંદ ભોગીલાલ પટેલ | ,, |
| ૩ | રા. રા. અમૃતલાલ બાપુલાલ | મુંબઇ |
| ૩ | રા. રા. ગીરધરલાલ જેઠાભાઇ | ,, |
| ૩ | રા. રા. રણછોડભાઇ વહાલાભાઇ | ,, |
| ૨ | રા. રા. તનસુખરામ મનસુખરામ | ,, |
| ૨ | રા. રા. શેઠ પ્રાણજીવનદાસ હરજીવનદાસ | ,, |
| ૨ | રા. રા. હીરાલાલ ભોગીલાલ | ,, |
| ૨ | રા. રા. નરોતમ હરજીવનદાસ | ,, |
| ૨ | રા. રા. પ્રાગજી વિશ્રામ | ,, |
| ૨ | રા. રા. સી. જે. મ્હેતા | ,, |
| ૨ | રા. રા. મુળશંકર દુલ્લભરામ | સુરત |
| ૨ | રા. રા. રેવાશંકર દેવચંદ | મુંબઇ |
| ૨ | હેડમાસ્તર દલપતરામ જગન્નાથ મ્હેતા | ,, |
| ૨ | હેડમાસ્તર વરજલાલ પાનાચંદ | ,, |
| ૨ | રા. રા. દુલ્લભજી જીઠા | ,, |
| ૨ | શેઠ તુળશીદાસ ભગવાનદાસ | ,, |
| ૨ | ઠક્કર રતનશી મુળજી | પનવેલી બંદર |
| ૨ | રા. રા. વીરચંદ બહેચર | મુંબઇ |
| ૨ | રા. રા. મોતીલાલ જદુભાઇ | ,, |
| ૨ | રા. રા. ગોરધનદાસ દયારામ—ક્ષત્રિ | ,, |
| ૨ | રા. રા. રામજી વિઠ્ઠલ—ક્ષત્રિ | ,, |
| ૨ | રા. રા. છોટાલાલ ભાઇજી | ,, |

૨ રા. રા. લક્ષ્મીશંકર દેવશંકર ત્રિવેદી મુંબઈ
૨ રા. રા. પરશુભાઇ ભીખાભાઇ પટેલ ખંભાત
૨ રા. રા. ઠાકોરલાલ વરજીવનદાસ શેઠ મુંબઇ
૨ રા. રા. અમ્રતલાલ બકોરદાસ ,,
૨ રા. રા. ઠાકોરદાસ ગોકળદાસ નાણાવટી ,,
૨ શેઠ પરમાણુદાસ ઇચ્છાલાલ ,,
૨ રા. રા. ઠક્કર ડુંગરશી ગાંગજી ,,
૨ રા. રા. છોટાલાલ પ્રાણવલ્લભ જરીવાલા ,,
૨ રા. શેઠ પેસ્તનજી નવરોજજી મહુરાવાલા ,,
૨ રા. રા. ગોરધનદાસ ચુનીલાલ ,,
૨ શેઠ રણછોડદાસ વિઠ્ઠલદાસ ,,
૨ રા. રા. ભીરજાશંકર વિ. સાહીવાળા ,,
૨ રા. રા. શેઠ નગીનદાસ ભીખારીદાસ ,,
૨ રા. રા. નગીનદાસ ત્રીકમદાસ સરાફ ,,
૧ મી૦ હલસુખરામ મણુપતરામ સ્ટેશન માસ્તર—મારવાણી સ્ટેશન
૧ મી૦ ગીરધરલાલ છગનલાલ ડેપ્યુટી સ્ટેશન માસ્તર ,,
૧ રા. રા. જગનાથ લક્ષ્મી નાથ મુંબાઇ
૧ રા. રા. છોટાલાલ નરોતમ દાસ ,,
૧ રા. રા. વિઠ્ઠલદાસ નરોતમદાસ ખંભાત
૧ રા. રા. મગનભાઇ છગનભાઇ મુંબઇ
૧ રા. રા. પ્રલ્હાદજી લજ્જારામ સીધપુર
૧ રા. રા. વલ્લભદાસ હરગોવિંદ કપડવણજ
૧ શા. પરસોતમ હરીવલ્લભદાસ મુંબઇ
૧ પારેખ રણછોડદાસ ધરમચંદ ,,
૧ રા. રા. નાથાલાલ ચુનીલાલ ,,
૧ રા. રા. ભગવાન અંબારામ ,,
૧ રા. રા. આદીતરામ મુળજી ,,
૧ રા. રા. મંછારામ ઇચ્છારામ ,,
૧ રા. રા. મંગળદાસ નાનાભાઇ ,,
૧ શા. ડાહ્યાભાઇ મણીલાલ ,,
૧ શા. ગોરધનદાસ રતનશી ,,
૧ શા. અંબાલાલ નાથજી કપડવણજ
૧ શા. હરજીવન પરસોતમ મુંબઇ
૧ શા. ગીરધર કાલીદાસ ,,

| | |
|---|---|
| ૧ પટેલ પ્રાણજીવન રણછોડ | મુંબઈ |
| ૧ સોની જેઠાલાલ અંબારામ | ,, |
| ૧ શા. વાડીલાલ શીવલાલ | ,, |
| ૧ જાની. કામેશ્વર આત્મારામ | ,, |
| ૧ બ્રહ્મક્ષત્રિ. ધીરજરામ દયાળદાસ | ,, |
| ૧ રા. રા નરોતમ મુળજી | મુંબઈ |
| ૧ રા. રા પરાગજી કલ્યાણજી | ,, |
| ૧ રા. રા ગોરધનદાસ ગિરધરદાસ | ,, |
| ૧ રા. રા મોતીલાલ વિજયા શંકર | ,, |
| ૧ રા. રા મગનલાલ હીરજીવન | ,, |
| ૧ રા. રા માણેકલાલ ધનજી | ખંભાત |
| ૧ ડાક્તર. વીરજી અમરશી | વઢવાણ |
| ૧ જોશી. અનોપરામ દતરામ | ટી ટીઇ. |
| ૧ વૈધરાજ મણીશંકર ગોવિંદજી | જામનગર |
| ૧ ડાકટર, હીરાલાલ પીતાંબર ભટ્ટ | મુંબઇ |
| ૧ રા. રા ઝવેરચંદ નારાણજી ભણશાલી | ,, |
| ૧ રા. રા કલ્યાણદાસ રામજી સોનાવાળા | ,, |
| ૧ માસ્તર, વસનજી ખંડુભાઇ | |
| ૧ મારેવર. હરી કૃષ્ણ ગણપતરામ | ,, |
| ૧ માસ્તર ઇશ્વરલાલ કેશવલાલ | ,, |
| ૧ માસ્તર અંબારામ પ્રભુરામ | માહીમ |
| ૧ રા રા અંબારામ ભીખા | પાટણ |
| ૧ શા. શીવચંદ સોમચંદ | ,, |
| ૧ રા. રા માણેકલાલ. દામોદર ખાતરી | ખંભાતવાળા |
| ૧ રા. રા.-રણછોડદાસ ચુનીલાલ શાહ | મુંબઇ |
| ૨ રા. રા. ભીમજીભાઇ લલુભાઇ દેશાઇ | ,, |
| ૧ રા. રા. દામજી ધારસી | ,, |
| ૧ રા. રા. નરશીહ મદનશી | ,, |
| ૧ રા. રા. દુલભરામ કુશલજી | ,, |
| ૧ રા. રા. મોહનલાલ છગનલાલ નાજર | ,, |
| ૧ રા. રા. અંબાલાલ મગનલાલ | ,, |
| ૧ રા. રા. મોહનલાલ ગોરધનદાસ | ,, |
| ૧ રા. રા. મણીલાલ મનોરદાસ | ,, |
| ૧ રા. રા. પ્રાગજી રામદાસ | ,, |
| ૧ રા. રા. રણછોડદાસ નરભેરામ | ,, |

૧ રા. રા. મોતીલાલ લક્ષ્મીદાસ મુંબઈ
૧ રા. રા. ભવાનીશંકર કાળીદાસ માસ્તર ,,
૧ માસ્તર પરસોતમ કાસીનાથ
૧ માસ્તર. રણછોડદાસ આદીતરામ ,,
૧ ઠક્કર જીરપારામ જમનેશ્વર ,,
૧ રા. રા. ગોવિંદજી દામોદર ,,
૧ રા. રા. જેશંકર રામનારાયણ ,,
૧ રા. રા. દયારામ ઇચ્છારામ ,,
૧ રા. ર. મોઇચ્છવલાલ મોતીલાલ ,,
૧ રા. રા. નગીનદાસ એમ. ,,
૧ રા. રા. ભાણજી નારણ ,,
૧ રા. રા. એચ. આર. કાપડીઆ ,,
૧ રા. રા માણેકલાલ દામોદર ,,
૧ રા. રા. છમનલાલ માસીદાસ ,,
૧ રા. રા. નરોતમ કાસીદાસ ,,
૧ શા. નાનાભાઇ કાળીદાસ ,,
૧ પટેલ ગીરધર હરગોવીંદ ,,
૧ પટેલ પ્રાણજીવન ગરબડ ,,
૧ વ્યાસ જગજીવન મુળજી ,,
૧ વ્યાસ મુળજી પરશુજી ,,
૧ પંડયા જીવતરામ જયશંકર ,,
૧ પુરોહીત જદુરામ કાસીરામ ,,
૧ જોસી મુગટરામ બેચર ,,
૧ રા. રા. મોહનલાલ કૃષ્ણવલ્લભ ,,
૧ વ્યાસ. ભુધર બાલજી ,,
૧ શુકલ મોહનલાલ મહીધર ,,
૧ શેઠ અબદુલહુસેન તૈયબઅલી ,,
૧ શેઠ અબદુલઅલ્લી સ્થાવર ભાઇ ,,
૧ શેઠ અબદુલ્લા તૈયબ ઇસુફઅલી ,,
૧ લાલ ત્રીકમલાલ હંસરાજ
૧ શા. મોહનલાલ નેમચંદ ,,
૧ સુતાર ગોરધન કુબેર ,,
૧ રા. રા. પરસોતમ ભગવાનદાસ ,,
૧ જોશી મંગળ નંદકેસ્વર ,,
૧ રા. રા ભાઇદાસ નરોતમદાસ ,,
૧ રા. રા. ભાઇદાસ નારણદાસ ,,
૧ રા. રા. જમનાદાસ ગોરધનદાસ ,,
૧ શા હરીલાલ ચુનીલાલ ,,
૧ શા. ઠાકોરદાસ છોટાલાલ ,,
૧ રા. રા. મોતીલાલ સાંકલેશ્વર ,,

# આતંકનિગ્રહ અને પોલીસ.

જેમ કોઇ ગુમ થયેલી ચીજ પાછી મેળવવાને પોલીસની મદદની જરૂર છે, તેમ ગુમ થયેલી યાદદાસ્તને માટે, ગુમ થયેલા મરદાઇ તત્ત્વને માટે અને ગુમ થયેલી તાકાતને માટે આતંક નિગ્રહ ગોળીઓની જરૂર છે.

## આતંકનિગ્રહ ગોળીઓ શું શું કરે છે.

આતંકનિગ્રહ ગોળીઓ મગજને પુષ્ટી આપે છે, જ્ઞાનતંતુઓને તેજ કરે છે, પાચન શકિતને સુધારે છે, લોહી સાફ કરે છે, આખા શરીરને તાકાત આપે છે, ગયેલી શકિત પાછી લાવી આપે છે, મહુલતીમાં ગુમાવેલી જીવન શક્તિ ઠેકાણે લાવે છે, ધાતુ વિકારને દૂર કરે છે, કબજીયતને મટાડી પેટ સાફ લાવે છે, જુના અથવા નવા પીશાબ માર્ગના રોગને નાબુદ કરે છે, પીશાબમાં કે સ્વપનામાં ધાતુ જવાના રોગનો નાશ કરે છે, નબળાઇને મારી હઠાવે છે, જીવીતને વધારે છે, અને સ્ત્રીઓના અનેક તરેહના દરદોને દૂર કરે છે, કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ૦ ૧ એક.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઑફીસ—જામનગર—કાઠિઆવાડ, બ્રાંચ ઑફીસો—મુંબઈ કાલબાદેવી રોડ. કલકત્તા—હેરીસન રોડ. પુના—બુધવાર પેઠ. વડોદરા—રાવપુરા અમદાવાદ—રીચી રોડ.

[ ધાતુને પુષ્ટ કરી તાકાત આપનારી ગોળીઓ. ]

## મગજને પુષ્ટી, બદનને તંદુરસ્તી, અશક્ત થયેલાં સ્ત્રી પુરૂષોને માટે ખાસ ઇલાજ




**ડા૦ ફરનાનડીસ**
**એમ. ડી. એલ.**
**એમ. એન્ડ એસ.**

પોતાની સરટીફીકેટ માં લખી જણાવે છે કે મારી લાંબા વખતની તબીબી અજમાયશ ઉપર થી હું જણાવવાને ખુશી છું કે, રોયલ ટોનીક પીલ્સ લોહીના અને નરવસનેસનાં દરદો માટે ઘણી ઉપયોગી છે. આ ગોળી તદન ભાજીપાલા માંથી બનાવેલી હોવાથી તદન ઈજા વગરની છે. તે ગોવીંદજી દામોદરની કંપની તરફથી બનાવી સસતામાં વેચવામાં આવે છે.

**ડા૦ હી. નાયક. દાંડેકર. એલ. એમ. એન્ડ એસ. પોતાની** સરટીફીકેટમાં જણાવે છે કે હું જાહેરને ગોવીંદજી દામોદરની કં૦ તરફથી બનાવવામાં આવેલી રોયલ ટોનીક પીલ્સ વાપરવાને મોટી ખુશી સાથે ભલામણ કરું છું મારા મત પ્રમાણે ઉપલી ગોળી ખાવામાં તદન ઇજા વગરની છે. અને નરવસનેસની અશક્તી ઉપર તે એક અસરકારક ઇલાજ છે.

**બનાવનાર તથા વેચનાર ગોવીંદજી દામોદરની કંપની.**

વિલાયતી જથાબંધ તથા છુટક દવા વેચનાર.

**નં ૫૭ નવી હનુમાન ગલી–મુંબઇ.**

# રૅાયલ ટૅાનીક પીલ્સ



આ ગોળીઓ કેશર, કસ્તુરી, અંબર વગેરે દેશી ઝાડપાલા-માંથી બનાવવામાં આવી છે. એની અંદર કોઇ પણ રશાયણીક ચીજો તેમજ પારો વિગેરે મેળવવામાં આવ્યો નથી, પણ ફકત દેશી વનસ્પતીમાં-થીજ બનાવવામાં આવી છે અને લોહી સુધારી પાચન શકતી વધારી ધાતુને પુષ્ટ કરી તાકાત આપે છે. ધાતુને પુષ્ટ કરી તાકાત આપે છે. સાંધામાં થતી કળતર, હાથ પગ તથા કમરનો દુખાવો, છાતીમાં થતો દમ, વગેરે દરદો પર જાદુઇ અસર કરે છે. દરેક પ્રકારની નબળાઇ દુર કરી પુરૂષાતન આપે છે. તથા ગયેલી મરદાઇ પાછી બક્ષે છે. સ્વપનામાં કે પીશાબમાં જતી ધાતુ બંધ કરી વીર્ય વીકારનાં ગુપ્ત દરદો મટાડે છે. નબળી પડેલી સ્ત્રીઓનું લોહી સુધારી તંદુરસ્તી આપી ગર્ભ ધારણ થવાં યોગ્ય બનાવે છે. એના એવા અમુલ્ય ગુણોની મોટી સાબીતી, સંખ્યાબંધ સરટીફીકેટો ઉપરાંત, એ છે કે એ ગોળીઓ એક વખત વાપરનાર બીજી દવાને કદીપણ પસંદ કરતા નથી. અમારાં નામનાં છાપેલા લેબલો તથા હેંડબીલો વગરની શીશીનો ખોટો તથા નકલી માલ જાણવો.

**વાપરવાની રીત**—એક યા બે ગોળી દુધ અથવા પાણી સાથે સવારે અને સાંજે ગળવી, ખોરાક પુષ્ટીકારક લેવો. તેલ મરચું ખટાશ બનતા સુધી ઓછાં વાપરવાથી ગોળીની આબેહુબ ખુબી જલદીથી માલમ પડશે

**કીમત—૩૦) ગોળીની બાટલીનો રૂ. ૧-૪-૦**

જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે, દરેક દવા વેચનાર પાસેથી મળશે.

**બનાવનાર તથા વેચનાર ગોવીંદજી દામોદરની કંપની**

**વિલાયતી જથ્થાબંધ તથા છુટક દવા વેચનાર.**

**નં ૫૭ નવી હનુમાન ગલી—મુંબઇ.**

---

## પુસ્તક મળવાનું ઠેકાણું.

મહુધામાં—સ્વદેશબંધુ પ્રેસમાંથી.

ખંભાતમાં—મોતીલાલ કપુરચંદની કંપનીમાંથી,

વડોદરા—પ્રેમાનંદ ગીરજાશંકર-કોલાખાડીમાંથી.

મુંબઈ—ફુલ ગલી. ભુલેશ્વર, ગ્રંથ કર્તા પાસેથી.

લી૦ ચુનીલાલ. જે. ત્રીવેદી—ખંભાત.